# સુલોચના સતી

# નાટક.

રામાયણની કથાના આધારે.

## गद्यपद्यात्मक

**૨૩૫૪** ગીતી.

પ્રેમેપતિ ભકતી કરે, સમ સુલોચના નાર;
કીર્તિવધેઆજગમા,મરણપુરે સુખસંગભારી.

## रचि प्रसीध्धकरनार.


વડોદરાના

ઝવેરલાલ ધનસુખરામ દીક્ષીત.


તે


સુરત મધ્યે.

અંબિકાપ્રેસમાંમનાનसिंकर रवीसंकर જોશી
એ છાપ્યુ.

સંવત ૧૯૪૧

કીમત આઠ આના

૨૩૯૪

## અર્પણ પત્રિકા.

## विघ्नहारी चरणे

## ।नमस्कारोमि।



મેહેરબાન દેશાઇ રણછોડલાલ અમૃતરામ ભાઇ.

વડોદરા.

આપ ઘણા સુજ્ઞ અને નવીન પુસ્તક કર્તાની કદર જાણનાર છો, એટલુંજ નહીં પણ ઇશ્વિરે આપેલી લક્ષ્મીનો સમાર્ગે ઉપયોગ કરો છો. મારા પ્રથમના યત્નમાં આપે જે ઉદાર આશ્રય આપ્યો છે તે ઉપકારના બદલામાં આ એક લઘુ ગ્રંથ નમૃતા પુર્વક અર્પણ કરૂ છું. તે માન્ય કરશોજી.

હું છુ.
પુ૦ કર્તા.

# પ્રસ્તાવના

રામાયણની કથા પ્રસંગ ઉપરથી અસલના પ્રખ્યાત થઈ ગયેલા કવિઓ જેવાકે, વાલ્મિક, તુલસીદાસ, અને ગીરધરદાસ વીગેરે અનેક કવિયોએ પદ્યમાં પોતાની કલમ ચલાવેલી છે. પરન્તુ ગદ્યપદ્ય મીશ્રિત નાટકરૂપ લખાણોથી ભરપુર એવા સદગુણનિતિ પ્રસારક હિંદુ ધર્મ શાસ્ત્ર સંયુક્ત ગુર્જર ગ્રંથોની આપણે અહીં ઘણી ખોટ છે. યથાકાળ કેટલાક નાટક પધતિના લેખકો રા૦ રણછોડભાઈ-ઉદયરામ સરખા ગ્રંથકારોથી આ રીતની ઘણીખરી ખોટ પુરી પડતી આપણે જોઈએ છીએ. પરન્તુ વૃજ, હિંદી અને મરાઠી ભાશામાં જેવાં અને જેટલાં ભાશાંતરો અનેક વિદ્વાનોથી થયેલાં છે તેમાંનો એક શતાંસ ભાગપણ ગુર્જરી ભાષામાં નાટકમય ગદ્યપદ્યાત્મક લખાણ થયલું હોય એમ હજી લગણ દીસતું નથી. અને તેટલાજ સારૂ વૃજ, હીંદી, મરાઠી, અને મુખ્ય કરી સંશકૃત ગ્રંથોના આધારે લોકોમાં સુબોધ મળે એવા ગુર્જરનાટક ગ્રંથોની આપણે અહીં ઘણી જરૂર છે. અને તેમ થવામાં રાજરજવાંડા અને શ્રીમંત સખી ગ્રહસ્થોની મદદ અવસ્ય કરી જોઈએજ. પરન્તુ પ્રમાણમાં તે નહી મળવાથી કેટલાક ઉછરતા ગુર્જર ગ્રંથકારો શરૂઆતમાં પોતાની ખીલતી આશા ફળીને અર્ધવચથી જેમનીતેમ કરમાઈ જતી જુએ છે. આ કાંઈ ગુજરાતીઓને માટે ઓછું ખેદકારક નથી.

વીરક્ષેત્ર વડોદરૂ દેશી રાજ્ય તરીકે મુખ્ય ગુર્જર પાયતખ્તનું શેહેર છતાં સ્વદેશીને કાંઈ આશ્રય ના મળે એ થોડુંક આશ્ચર્ય થવા સરખું છે તોપણ કાળચક્રના ક્રમણે કરી એકાએક થયેલા ફેરફારે વધતા ચાલતા વીદ્યા પ્રચારે કરી જે કાંઈ યથા ઘટીત મદદ શ્રીમંત છત્રપતી માહારાજા ગાયકવાડ સરકારથી આ રીતની દેશ ક-

ખાણુ કામ માથે લેનારી એક મંડળીને આપવી મુનાસબ છે. અને આશા રાખીએછીએ કે મહારાજા સાહેબ તરફથી તે પ્રમાણે થશેજ. આ રીતની મદદ મળે અમે નથી ધારતા કે દેશી બાંધવો સદાકાળ અપુર્ણ હાલતમાં રહી બીજા અન્ય ભાષાના જાણનાર પોતાના મન ગમતો લાભ લઈ જાય.

આ પુસ્તકમાં કેટલોક નવીન ભાગ મુકેલો છે જેકે, ગુજરાતી નાટક—રૂપી છપાયલાં પુસ્તકોમાં કોઇ ભાગ્યેજ હશે. વળી આ પુસ્તક નાટક—કર્તાને તેમજ વાંચનારાઓને વધારે સુગમ પડે એમ યથામતી બનતી કોશેશ કરી છે. તોપણ પુસ્તક રચવામાં મારૂં પેહેલુંજ પ્રયત્ન છે તેથી ભુલચુક સુધારી વાંચનાર પ્રીય ગ્રહસ્થો મારી આ પશે એવી આશા રાખી છે.

સદરહું પુસ્તકમાં જ્યાં જેવો ભાવ છે ત્યાં તેવા રાગની ચાલો ગોઠવેલી છે.

વળી હવે પછી બાહાર પડતાં ગાયનરૂપી નાટકના પુસ્તકોમાં સદરહુ પ્રયોગ કરી બતાવવા શાશા દેખાવ કરવા તે સર્વ સવડ મળે યથામતી દાખલ કરી પ્રસીદ્ધ કરવા બનતુ યત્ન કરીશ.

આ પુસ્તકના પ્રૂફસીટ વગેરે તપાસવામાં મને મારા અનુંભવી મીત્ર રા૦ કાળીદાસ બાપુભાઇએ ઘણીક મદદ કરેલી છે. તેમજ સદરહું પુસ્તકના ગ્રાહક મેળવી આપવામાં મને મારા કેટલાક મીત્રો જેવા કે રા૦ હરદેવ ઇશ્વિરદેવ. નરસીલાલ લેહેરશંકર તથા કેશવલાલ દોલતરામ એમણે ઘણીક મદદ કરેલી છે તેથી તે સર્વેનો મોટો આભાર માંનું છું; અને આ પ્રમાણે મિત્રભાવના બદલામાં મદદ મળે કોઈ માણુશ દુખી રહેશે નહી. એજવીનંતી.

લ૦ ધ૦
પુ૦ કર્તા

ૐ
# સુલોચના સતી નાટક.

## અંક પેહેલો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ—નાટકગૃહ.

*મંગળાચરણ.

રાગ ધનાશ્રી તાલ ધુમાળી.

રટવું રામ મન નામ. ભાવે રટવુ રામ મન નામ.
જેથી અન્તે આવશે કામ. ભાવે. ટેક.
નામ મહાત્મે અહલ્યા તારી. (બેવાર.)
બેસે લેશ નવ દામ. ભાવે રટવું રામ મન નામ–૧

( મંગળાચરણ કરી રહી સુત્રધાર પ્રવેશ કરે છે. )

**સુત્રધાર**—સુજ્ઞ ભાઇઓ, આ રંગભૂમીમાં મારે સુલોચના-સતીનામનું (વડોદરાવાસી ઝવેરલાલ ધનસુખરામ દીક્ષીત કૃત) એક નવીન નાટક ભજવી બતાવવાનું છે. તો બીરાજેલા સદગ્રહસ્થો લક્ષ પૂર્વક શ્રવણ કરવા કૃપા કરશો.

( એટલામાં વિચીત્ર વેશે વિદૂષક પ્રવેશ કરે છે. )

**વિદુષક**—(વચેથી )અરે! આશું તુત ઉભુ કીધું છે? કાંઇ ધાડતો નથી આવી શું ?

---

*આ પદ કાફી-રાગમાં પણ ગાઇ શકાય છે.

સુત્રધાર—(આશ્ચર્યપામીને) અરે તુ કોણ છે અને ક્યાંથી આવ્યો? આ ઝાડના પાત્રાં શાં, કેવો વીચીત્ર પોશાગ, વાર, પણ ભાઇ તારૂં નામ શું અને શા કાર્યસર તારૂં અહીં આવવું થયું છે?

**વિદુષક**—(ખડખડ હશીને) ઝાડનાંપાત્રાં, વીચીત્ર પોશાગ અને મારૂં આવવું ફાવવું, એ સૌતો ઠીકજ. પણ અલ્યા, તારે મારૂં નામ પુછવાની શી જરૂર છે? પ્રથમ તારૂં નામ કહે. પછી બંદાની વારી. (મુછો મરડે છે.)

સુત્રધાર—શાન્ત થઇ સાંભળ મારૂં નામ સુત્રધાર નાટક કર્તા છે. વળી મને કેટલાક નાયક પણ કહે છે. આ સ્થળે મારે એક નાટક ભજવી બતાવવાનું છે અને તેમાં તારા જેવા એક હાસ્યકારક જનની ઘણી જરૂર છે. ઠીક થયું કે તુ તાકડાસર આવી પોહોચ્યો.

**વિદુષક**—(હશીને) જરૂરતો સૌને હોય પણ હું તે એકલે પંડે કયાં કયાં પોહોચું. નાટક ભજવી બતાવવાનું—શું બાપનું કપાળ ભજવી બતાવવાના છે. રંગલોતો દેખું કાંઇ? રંગલા વીનાનો રંગ ભજવાનોજ નથી. બાવાજી જેગોપાળ, તોકહે બચ્ચા તેરેજ ઘર ધામા. આ અભીયાને આમ સેહેજ પુછીએ છીએ કે આ બધા લોકો કેમ એકઠા મળ્યા છે. એટલામાંતો કહે છે કે. "ઠીક થયું કે તારૂં આવવું તાકડાસર થયું" શું, હું કાંઇ નોકરતો થોડોજ છું કે વખતસર આવી લાગ્યો? આ ચાલ્યા લે.કેમ તારાથી બંદાને રોકાય તેમ છે? જોયું આ બુધુ, ઉપાડીને દઇશ-કને તો મારા પરીયાના પરીયાની ખબર લેતો થઇશ.

(ચાલવા માડે છે)

સુત્રધાર—(નટીને) હે પ્રીયા, શણગાર સજી રહ્યાં હોયતો વેલાં આવી સર્વ ભાઈઓનાં મનરંજન કરો.

'( એટલામાં નટી પ્રવેશ કરે છે )

નટી— પ્રાણનાથ. મને શી આજ્ઞા છે;

( વીદુષક સ્તબ્ધ થઈ એક કોરે ઉભો રહે છે. )

સુત્રધાર—હે પ્રીયા ! આ બીરાજેલા શ્રાતા જનોનાં મનરંજન કરવા સરખું આ ઋતુને લાયક એક ગાયન કરો તો ઠીક.

વિદુષક—(સ્વગત) અરે ! આ પાપ વચ્ચે ક્યાંથી આવી નડયું, વારૂં, પણ એનું ગાયન તો જોઉ કે એ કેવું ગાય છે.

નટી—(ગાય છે.)

રાગ સોરઠ મલ્હાર ત્રીતાળી.

આજ મુને વૃષારૂતુ અતિ ભાવે,
મેઘ વરશી મોહ ઉપજાવે. આજ મુને. ટેક.
કાળી પીળી ઘન ઘટા છાઈ રહી,
ઝરમર ઝળ વરસાવે. આજ મુને. ૧
મોર બપૈયા શોર કરી વળી,
વૃષારૂતુને બોલાવે. આજ મુને. ૨

સુત્રધાર—વાહ ! વાહ ! શું સુંદર મનમોહક ગાયન કર્યું છે, પ્રીયા, તારા ગાયન રૂપી ઝરતા વચન સુધા ઝરણથી શ્રોતાજનો કેવા પ્રફુલીત થયા છે ? ખરે ? સર્વનાં મન ખુશ થયાંજ હશે.

વિદુષક—અલ્યા, હું એવા તીના તીખા ગાયનથી ખુશ થાઊ એમ નથી તો જો ગાયન તો આમ થાય. (ગાયછે)

રાગ ભોપાલ તાલી.

હો-હા ધટ ગોટ પીટ પોટ વોટ વીટ વીટ વુટ હુહુહુ,
હોહા-ધટ ગોટ પીટ પોટ વોટ વુટ વુટ.

(બધા એકી સાથે હશી પડે છે.)

**વિદુષક**—(નટીને) કેમ ! છે તમારા ગાયનને પાણી પાય એવું આ અમારૂં ગાયન. કાનની ધાક ખુલી ન જાય તો પછી ગાયું એ પણ ન ગાયા સરખુંજ છે.

**સુત્રધાર**—શાબાસ, તેં પણ અછી બજાવી. તારાં ગાયનથી સર્વ જનોમાં હાસ્ય રસ પ્રવર્તી રહયો છે તો પછી તારી ખુબીમાં પણ શું પુછવું, વારૂ, આવીજ રીતે તું અમને અમારા આ આરંભેલા કાર્યમાં અથથી તે ઇતી સુધી યથા ઘટિત મદદ કરીશ તો તારા મનના મનોરથ પરિપુર્ણ થશે.

**વિદુષક**—અલ્યા. હું કાંઈ તારા બાપનો નોકર બોકરનો થોડોજ છું. તું નથી જાણતો કે મારૂં મન શાથી ખુશ થશે. સાંભળ—**બ્રાહ્મણસ્ય ભોજનં પ્રીય.** તે હોય તો રહ્યુ નોકર આ રહ્યું. (જવા માંડે છે.)

**નટી**—પ્રાણનાથ, આપ સર્વ વિઘ્ન હારક ગજાનંન મહારાજનું સ્તવન કરો જેથી સર્વ કાર્ય નિર્વિઘ્ને સફળ થાય.

(નટી જાયછે.)

**સુત્રધાર**—ભાઈ જો કે સર્વ બીરાજેલી વિદ્વાન મંડળીને સંતોષ થશે તો તારૂં મન રંજન કરવા કેટલી વાર છે ? માટે ચાલ તૈયાર થા.

**વિદુષક**—(કેડ બાંધીને) લે, બંદાતો તયાર છે.

**સુત્રધાર**—(ગાય છે.)

રાગ ઝીંઝોટી તાલ પંજાબી ઠેકાનો.

સકલ કાર્ય સુખકાર ગજાનન, સમરે વિઘ્ન સૌ જાયરે;
સહાય કરો પ્રભુ વે'લા આવી સુખ અતિવળી થાયરે. સ૰
ટાળી વિઘ્ન સુખ શાન્તી કરો, ગુણ દાસ તમારો ગાયરે;
બેઉ કર જોડી કરૂં વિનતી, આપો વર થઈ સાહ્યરે. સ૰

(પડદો ઉઘડતાં ગણપતિ પ્રવેશ કરે છે.)

**ગણપતી**—સૂત્રધાર, હું સ્વર્ગ લોકમાં માતપીતા સહ કાળ ગમન કરતો હતો ત્યાં તારી દીન વાણીએ કરેલી સ્તુતિ શ્રવણ કરી અત્રે આવ્યો છું. માટે શા કાર્યસર મને બોલાવેલો છે? તે કથન કર.

**સુત્રધાર**—(પ્રણામ કરીને) મહારાજ આ રંગ ભૂમિવીશે એક નવીન નાટક ભજવી બતાવી સર્વ સુજ્ઞ સભાસદોનાં મન રંજન કરવાની ઈચ્છા રાખુછું તો તે કાર્ય મારૂં નીર્વીઘ્ને સંપૂર્ણ સિદ્ધ થાય એ વર માગુછું.

**ગણપતી**—પ્રીય ભક્ત, તારૂં કાર્ય સર્વ સિદ્ધ થશે. પણ તું બ્રહ્મ પૂત્રી સરસ્વતીની સ્તુતી કરી તેમનું વર માગી લેજે.

(ગણપતી જાય છે.)

**સુત્રધાર**—(સરસ્વતીની સ્તુતી કરે છે.)

રાગ ઈમિન ત્રીતાળી.

મમ માતા તું સરસ્વતી. (બેવાર)
આવી વસો સદા મુંજ મતિ. મમ. ટેક.
કાર્ય સાધો સૌ દાસ ગણી તમ,
અલ્પ પાત્ર તણી ગતિ. મમ. ૧

(સરસ્વતી અદ્ધર પ્રવેશ કરતી હોય એમ)

**સરસ્વતિ—કીંસ્મરસિ વત્સ ?**

**સુત્રધાર**—(વંદન કરી) હે? માતુશ્રી આ નાટક પાત્રો ઘણાં અજ્ઞાન છે તેમની જીવ્હાગ્રે વસી સહાય થાઓ.

**સરસ્વતિ—દાસઃત્વયાકાર્ય નિર્વિઘ્ને સુભં ભવતુઃ॥**

રાગ કાફિ તાલ દીપચંદી.

આશિષ દઉ પ્રીય ભક્ત તુજને,
**સાંભળવી એક ચિત્તે;**
નિર્વિઘ્ને તુજ કાર્ય સિદ્ધ થશે,
દાસ માનજે ખચિતે. આશીશ. ૧

(સરસ્વતી જાય છે)

(સર્વે જાય છે)

**પ્રવેશ સમાપ્ત.**

---

# પ્રવેશ ૨ જો.

સ્થળ

**લંકાપુરી રાવણનો દરબાર.**

રાવણ, માલ્યવંત પ્રધાન, છડીદાર, બીજા સેવકો વગેરે.

**રાવણ**—પ્રધાનજી, મારા જેવો બળવાન આ ત્રૈલોકમાં કોઈ પુરૂશ નથી તથાપિ એ દુષ્ટ રામ મને ઘણીજ પીડા ઉપજાવે છે.

**પ્રધાન**—માહારાજ, આપ સરખા પ્રતાપી અને શુરવીર આગળ તેનું કાંઈ ચાલનાર નથી.

**છડીદાર**—મહારાજનો સદાકાળ જય થાઓ માહારાજ. (એમ બોલે છે.)

(એટલામાં અપ્સરા પ્રવેશ કરે છે.)

**અપ્સરા**—(મુજરો કરી) માહારાજનો જય થાઓ. (ગાયછે.)

રાગ ઝીંઝોટી. તાલ દાદરાનો.

દશ શીશ ધારી જય થાઓ તમ તણો.
સૌ અવની વીશે પ્રતાપ મને દીસે અતિઘણો;
નહીં અન્ય નામ ધારી વળી શુર તમ સમો.
પ્રજા તણું કષ્ટ ટાળો ભાવથી તમો.

**રાવણ**—પ્રધાન, આ ગાયન સાંભળી મને ઘણોજ હર્ષ

થયેલ છે. માટે એને ઇનામ આપવા વીશે આપણા ખજાન-ચીને હુકમ કરો.

પ્રધાન—જેવી આજ્ઞા.

(અપ્સરા મુજરો કરીને જાય છે.)

રાવણ—પ્રધાનજી, મારો ભાઇ કુંભકર્ણ એ દુષ્ટના લશ્કરનો નાશ કર્યા વીના કદી પાછો હઠનાર નથી.

પ્રધાન—મહારાજ, આપનો પ્રતાપ મોટો છે તેથી સર્વ સારાં વાનાંજ થશે. કેમકે, આપના સામર્થ્ય આગળ ઈંદ્રાદિ દેવ લોકનું પણ કાંઈ ચાલનાર નથી. અને આખરે આપનો જય થશે.

રાવણ—તમારાં શૌર્ય યુક્ત વાક્ય સાંભળી મને ઘણો હર્ષ થાય છે તથાપી કિંચિત મનમાં ચિંતા થાય છે કે, મેં શીતાને આણી છે તે કાંઈ સારૂં કીધું નથી. હશે, થવા-કાળ આગળ કોઈ ડાહ્યું નથી.

પ્રધાન—રાજાધિરાજ એમ હીંમત હારીજવી નહીં. કેમકે ધૈર્યથી સર્વ સારાં ફળ નીપજે છે. વારૂં, કાલે લશ્કરને શી રીતની તૈયારી કરી મોકલવું છે. ?

રાવણ—પ્રધાનજી સાંભળો, સૈનાપતીને હુકમ કરો કે કાલ સવારના આપણા નગર બહાર મેદાનમાં રણસ્તંભ રચી દુષ્ટ રામ સામુ યુદ્ધ કરવું. અને તેનો સૈન્યસહીત નાશ કરીને સારી ખબર મારી પાસે લાવે.

પ્રધાન—માહારાજ, સેનાપતીને હુકમ કર્યો છે, તો પણ આપે હજુર બોલાવી સર્વ વૃતાન્ત તેમને કહેવું એ મને દુરસ્ત લાગે છે કેમકે આપની આજ્ઞા લોપવા કોઈનામાં શક્તી નથી.

રાવણ—અરે ! મારી આજ્ઞા લોપનાર હું કોઈ ચૌદ લો-

કમાં દેખતો નથી પછી તેમની શી તાકાત છે. !

પ્રધાન—આપનું કહેવું યથાર્થ છે.

(સેનાપતી પ્રવેશ કરે છે.)

સેનાપતિ—(મુજરો કરી) માહારાજાનો જયજયકાર થજો.

રાવણ—સેનાપતિ, આજ રોજ સેનાને એવી તાકીદ કરો કે કાલ સવારે રણક્ષેત્રમાં જઈ શત્રુ સન્મુખ યુદ્ધ કરી તેનો નાશ કર્યાવિના પાછા ફરવું નહીં.

(વિદુષક પ્રવેશ કરેછે)

વિદુષક—મહારાજ મને શી આજ્ઞા છે ! હું લશ્કરમાં જઈ આપની પરાજયની ખબર લઈ તુરત પાછો ફરીશ.

રાવણ—(ક્રોધથી) અરે દુષ્ટ ! આવાં અશુભ વાક્યો કેમ બોલે છે. !

વિદુષક—(હશીને) રાજાધીરાજ, ભુલ થઈ છે.

સેનાપતિ—માહારાજ, સર્વે સૈનને તૈયાર થવા તાકીદ કરી છે અને દુષ્ટ અરીનો નાસ કર્યાવગર હું કદી પાછો ફરનાર નથી.

(પોતાનો ખભો ઠોકે છે)

વિદુષક—હું પણ પરાજય કર્યાવીના અહીં આવનાર નથી.

રાવણ—સાબાસ, સેનાધ્યક્ષ તમારૂં ભાષણ સાંભળી મને અતી સંતોષ ઉપજ્યો છે. માટે જાઓ, ફતેહ કરી જલદી પાછા આવો.

સેનાપતિ—સર્વ આપના પ્રતાપથી થવાનું છે. સેવકને કાંઈ નથી કેમકે-

### શાર્દુલ વિક્રિડીત છંદ.

“રાજનો યશ થાય જો અવનવાં કાર્યો કરે દાશ જે”
“અંતે સીધ થએ મળે જગતમાં કીર્તીરૂપી લાભ તે”
“ખ્યાતી જેમ ગણાઈ ઈદ્ર નૃપની દેવો તણા તાપથી”
“હું શું કાર્ય કરી દશાનન સુણો પામું પ્રીતી આપની”

(સેનાપતિ જાય છે.)

રાવણ—પ્રધાનજી. સેનાપતિના કામકાજ સમંધી તમારે દેખરેખ રાખવી, અને યુદ્ધના સમાચાર મને હમેશ કહેતા રેહેજો.

પ્રધાન—સરકાર, હું આપની મરજી વિરૂદ્ધ કદી વર્તનાર નથી.

રાવણ—બરાબર. એમજ થવું જોઇએ. જે શેવક રાજાનું કહ્યું કરતો નથી તેનું જીવન વૃથા છે. કેમકે એ વીશે શાસ્ત્રનો આધાર છે.

પ્રધાન—શો જે?

રાવણ—સાંભળો.

स्वाम्युक्ते योनयतते
स्मृत्यो भृत्य पाशक,
तज्जीवन मपि व्यर्थ
अजागल कुचाविव ॥

પ્રધાન—હે રાજેંદ્ર. આપ નચીંત રહો. તમારા પ્રતાપથી હું આ પદ્વિને પામેલો છું અને ઉપરનો શ્લોક મને બરાબર લાગુ પડે છે, તેથી મારા વીશે લેશમાત્ર પણ ભ્રાન્તી રાખશોમાં—

રાવણ—(હરખાઇને) શાબાસ, પ્રધાન તમારાં વચન સાંભળી મને પુર્ણ આનંદ થયો છે. માટે જાઓ કાર્ય સાધો.

પ્રધાન—જેવી આજ્ઞા. (જાય છે.)

રાવણ—( પાછો બોલાવી ) સાંભળો, આપણે સર્વ યુદ્ધની તયારી કરવી અને તમારે જલદી પાછા ફરવું.

પ્રધાન—મહારાજ, શી રીતે તયારી કરૂં ?

રાવણ—

વસન્તતિલકા વૃત.

"શૈન્યા સજી બહું બળે અરીને નસાડી"
"પાછા ન જાય ખબરો કરવા અનાડી"
"ઉઠે ન કોઈ રણથી ફરી યુદ્ધ સારૂ"
"ખ્યાતી કરી નગરમાં જય વાંચ્છ મારૂં"

વિદુષક—(સ્વગત) આ પંડીતના દીકરા થઈ બેઠા છે પણ હાથે કરીને પોતાનો નાશ પામશે.

રાવણ—સુજ્ઞ પ્રધાન, હવે તમને વધારે કહેવામાં માલ નથી.

પ્રધાન—મહારાજ, આપે કાંઈ કાળજી કરવી નહીં મેહેનત કરેથી સૌ સારાં ફળ નિપજે છે.

રાવણ—ઠીક છે તમે જાઓ, હું શયનગૃહમાં છું. ત્યાં આવજો.

પ્રધાન—જેમ આજ્ઞા, (જાય છે)

પ્રવેશ ૨ સમાપ્ત.



# પ્રવેશ ૩ જો.

સ્થળ.

રાવણનો બાગ.

**પાત્ર.**

**હનમાન**.........રામનો ભક્ત વાનર. સેનાનો ઉપરી.
**અંગદ**........વાનર સેનામાં મુખ્ય યોધ્ધો.

**અંગદ**—મિત્ર, આ વાડી ઘણી સુંદર છે અહીં ક્ષણ-ભર વિરામ લઇએ.

**હનમાન**—અરે ભાઈ આપણે વિરામ લેવો કેમ ફાવે, પ્રભુ રામચંદ્રજીયે આપણને ખબર જોવા મોકલ્યા છે તે જોઇએ તો ખરા.

**અંગદ**—સાંભળો, આપણે થોડી વાર અહીં બેશીને પછી એના નગરમાં જઇએ. અને ત્યાં સર્વેનાં ઘર ભાગી ખરાબી કરી નાંખીશું એટલે એ વીશેની ફરિયાદ રાવણ પાસે જશે. તેના બોલવા ઉપરથી સહેજ સમજાઈ આવશે કે તેની શી વૃતિ છે.

**હનમાન**—પ્રિય મિત્ર હાલમાં હું ક્ષુધાથી ઘણો વ્યાકુળ છું માટે તેનો કાંઇ ઉપાય કર.

**અંગદ**—આ બાગમાં વૃક્ષો ઉપર તરેહ તરેહવાર જાતનાં ફળ ફળાદીક છે તે ખાઈ આત્માને સંતુષ્ટ કરીયે.

**હનમાન**—ઠીક છે. પણ પ્રભુ રામચંદ્રજીને આપણે યથાસ્થિત સન્દેસો કેહેવો ખરો.

**અંગદ**—વારૂં, પણ ભાઈ આપણે કદાશ અહીં યુદ્ધપ્રસંગ આવ્યો તો કેમ કરવું ?

**હનમાન**—કાંઈ ફીકર નહીં પ્રભુ કૃપાથી સર્વ સારાંવાના થશે. ચાલો આ ફળ તોડી ખાઇયે.

**અંગદ**—ઠીક.

(બન્નેજણ ફળ તોડી ખાય છે.)

**હનમાન**—ભાઈ, શી આ ફળની મિષ્ટતા છે. ?

**અંગદ**—વાહ ! એ વીશે વખાણ કરવા મારામાં શક્તિ નથી.

**હનમાન**—જો, આ જમરૂખ ઘણુંજ સુંદર છે લે થોડાંક તું ખા. (આપે છે.)

**અંગદ**—ભાઈ મારી પાસે બીજાં ઘણાં ફળ છે માટે તમે પણ થોડાં લ્યો. (આપે છે)

**હનમાન**—(મશ્કરીમાં) વારૂં, મને કદી અહીં આફત પડે તો તું જોતો રહે કે મદદ કરે ?

**અંગદ**—મિત્ર તમારો ને મારો દેહ માત્ર જુદો છે કાંઈ જીવ જુદો હોય એમ હું ગણતો નથી. વળી આપણ બન્ને એકજ પ્રભુના દાસ છીયે માટે આ વીભલતી શંકા કહાડવી નહીં.

**હનમાન**—ભાઈ તારો પ્રેમ મારા ઉપર ઘણોજ છે એમ હું સારીપેઠે જાણું છું. માટે કાંઈ ગભરાવું નહીં. (નચીંતપણે ફળ ખાઈ ગપ્પો મારે છે.)

(એટલામાં બાગરક્ષક દૈત્ય પ્રવેશ કરે છે.)

**દૈત્ય**—(સ્વગત) અરે ! આ તમામ વૃક્ષ ભાગી નાખી આમ બાગની દુર્દશા કરનાર એવો તે કોણ હશે ? ચાલ જોઉં. (આમ તેમ ફરીને અહીં કોઈપણ દીસતું નથી. તેમ હું આ સ્થળ એટલી ખબરદારીથી સાચવું છું કે જનાવર સરખું પણ તેમાં પ્રવેશ કરી શકે નહીં; અને તો પણ આ વાડીની શી દુર્દશા ! (ઊંચે જોઇને) અરે ! દુષ્ટ વાનરો તમે કોની આજ્ઞાથી આ બાગમાં પ્રવેશ કીધો છે ?

**અંગદ**—વળી આજ્ઞા કોની જે ?

**દૈત્ય**—કેમ તમે નથી જાણતા કે આ વાડી મહા પ્રતાપી રાવણરાજાની છે ? અને અમારા જેવા અહીં શુરવીર રક્ષક છતાં તમને આવું ખરાબ કામ કરતાં શરમ ન આવી શું !

**હનમાન**—અલ્યા. તું વધારે લવરી ના કર, અમે આ જગતમાં રામચંદ્ર શિવાય બીજા કોઇને રાજા ગણુતાજ નથી.

**દૈત્ય** (ગર્વથી) અલ્યા વાનરો. તમે કાં મોત માગો છો ? જાઓ જે થયું તે થયું પણ અહીંથી સત્વર નીકળી જાઓ.

અંગદ—ભાઈ, અતિશે ગર્વ કરીશમાં, નહીં તો, તુંજ અહીં માર્યો જઈશ.

**દૈત્ય**—જો એમ હોય તો લડવા તયાર થાઓ.

**હનમાન**—ચાલ આવ. તયાર છીયે.

**દૈત્ય**—આ જુઓ ત્યારે.

(હનમાનપર શસ્ત્રનો ઘા કરે છે)

**હનમાન** (ચુકાવીને) અલ્યા દુષ્ટ આ મારૂતીના સામર્થથી તું માહીત નથી. સંભાળજે.

(શસ્ત્રથી રાક્ષસને ઘાયલ કરી આખરે ઠેર કરે છે)

(એટલામાં બીજા રાક્ષસો પ્રવેશ કરે છે)

**રાક્ષસો**—અરે દુષ્ટ વાનરો તમે અભિમાન ધરાવો છો કેમ ? ચાલો તો સાવધ થઈ જાઓ.

**હનમાન**—(હશીને ભાઇયો. તમે વળી કેમ મરવા આવ્યા છો! જાઓ જઇને સુખેથી કાળ ગમન કરો, નહીં તર નાહક માર્યા જશો.

**રાક્ષસો**— ગર્વથી) અરે ઓ. તમે હમને મારનારકે? આ શસ્ત્રવડે તમારૂં શિરચ્છેદ કરી લંકાપતિ માહારાજાને ભેટ દાખલ આપી ઈનામ લીધાવગર અમે અહીંથી કદી ખસનાર નથી.

**હનમાન**—ચાલો તો લડવા સત્વર તયાર થાઓ.

**રાક્ષસો**—અલ્યા વાનરો તમે યુદ્ધમાં અમને પોચી

શકવાના નથી.

**હનમાન**—(ક્રોધથી) અરે એ દુષ્ટ રાક્ષસો મેત જી-વતા ઘેર જાઓ એમ જણાતું નથી. (સર્વ રાક્ષસોનો સંહાર કરી નાખે છે)

**અંગદ**—ભાઈ મારૂતી. આપણે લંકાં નગરીમાં જઈ ત્યાં પણ કાંઈ હાથ બતાવવો ખરો કેમ વારૂ તમારો શો વિચાર છે ?

**હનમાન**—ઠીક છે ચાલો. પણ સાવચેતીથી રહેવું, કેમકે દુષ્ટ શત્રુનું સૈન્ય ઠેર ઠેર ભમતું હશે માટે આપણા-માંથી એક પણ પકડાઈ જઈએ તો બીજાએ જઈ પ્રભુને ખબર કરવી કે તે આપણી મદદે આવે.

અંગદ— ભાઈ કાંઈ ફીકર રાખવી નહીં.

હનમાન– ચાલો નગરમાં જઈએ.

અંગદ—જેમ મરજી.

(બન્ને નગરમાં પ્રવેશ કરે છે)

પ્રવેશ ૩ જો સમાપ્ત.

# પ્રવેશ ૪ થો.

સ્થળ.

શયન ગૃહ.

પાત્ર.

| | | | |
|---|---|---|---|
| રાવણ | ... | ... | લંકાનો રાજા. |
| મંદોદરી | ... | ... | તેની રાણી. |
| સુમતિ | ... | ... | તેની દાસી. |

**રાવણ**—અહો પ્રિયે, આજ તારૂં મુખ ઘણુંજ ઉદાસી છે તેનું કારણ શું ?

**મંદોદરી**—પ્રાણનાથ કાંઈ નહીં, મારા મનમાં અનેક પ્રકારના વિચારો સુઝે છે, અને આખરે કેમ થશે એ વીશે હરનીશ સંતાપ થાય છે.

**રાવણ**—શેના વિચાર સુઝે છે વારૂ ?

**મંદોદરી**—પ્રાણનાથ. આપે સિતાજીનું હરણ કરી તેમને અહીં આણ્યાં એ ઠીક નહીં કીધું.

**રાવણ**—કેમ વારૂ ? એમાં એવડું માઠું શું કીધું છે જે ?

**મંદોદરી**—સિતા. એ સાક્ષાત પ્રભૂ રામચંદ્રની પત્નિ થાય અને તે મહા સાધ્વિ છે: તેના ઉપર તમોએ નજર બગાડી એથી બીજુ શું માઠું થવાનું બાકી હતું ?

**રાવણ**—અરે ! તને શત્રુની પ્રસંશા કરતાં શરમ સરખી નથી આવતી ?

**મંદોદરી**—મહારાજ, મારે વખાણ કરવાનું તો કાંઈ કારણ નથી પણ- (અચકે છે)

**રાવણ**—કેમ. બોલ આગળ અચકેછે શાને સારૂં ?

**મંદોદરી**—પ્રાણનાથ મોટાની સાથે વેર કરવું એ ઠીક નહીં તેમાં વળી આતો પ્રત્યક્ષ ઈશ્વરનોજ અવતાર છે.

**રાવણ**—(ગર્વથી) અરે ! ઈશ્વર કોણ છે ? હું કાંઈ એવા છોકરાથી ડરનાર નથી.

**મંદોદરી**—પ્રાણનાથ, આમ ગર્વ કરવો ઠીક નથી.

**રાવણ**—પ્રિયા હું કોઇથી ડરતો નથી શું, લખીત વસ્તુ કોઈથી મિથ્યા થનાર છે ?

**મંદોદરી**—મહારાજ આપ બળીયા છો તે જાણ્યું.

પણ જનક રાજાને ત્યાં સ્વયંવરમાં ધનુષ ભાગી સિતાજીને કાં ન પરણ્યા વારૂં ? પણ તેતો જગત કર્તા ઇશ્વરના અંશ વાળા રામચંદ્રજી પરણી લેઈ ગયા તે દીવસથી તેમના બળવીશે સર્વ કોઈ જાણે છે.

રાવણ—પ્રિયા. તું આવી નકામી તકરાર ના કર. કેમકે સ્ત્રિના વિચારથી માણસનું મન ભ્રમીત થાય છે.

મંદોદરી—સાંભળો વળી કહુંછું.

રાવણ—બોલો તો સત્વર.

મંદોદરી—

શિખરિણી છંદ.

"તમારી ભગ્નીનો દશરથ સુતે ઘાટ ઘડીયો"
"વળી યોદ્ધાઓમાં ખર દુષણને માર પડીયો"
"પ્રસંગો મોટામાં વદન નિરખી આવત દયા"
"શુરા શાને થાઓ મદદ કરનારા મરી ગયા"

રાવણ—પ્રિયા જે થવાનું હતું તે થઈ ગયું. હવે ગઈ વાતનો શોક કરી ના હીંમત થવુ નહીં. જે કાળે જે થવાનું હશે તે થશે પણ હમણાં એ દુષ્ટ રામ સાથે યુદ્ધ કરવું એમાં સંશય નથી માટે હવે નકામી છદ જવાદે.

(પડદામાં)

(મહારાજ તમ બેઠે નગરમાં આ શો ઉત્પાત ! !)

દાસી.—(ચકિત થઈ) મહારાજ આ સ્વર ઘણી દયા ઉપજાવે એવો છે

મંદોદરી—તુ બહાર જઈને જોઈઆવ્ય.

(જાય છે)

દાસી—(પાછી આવી) મહારાજ કોઈ દાસ કંઈ ખબર કહેવાને આવ્યો છે. શી આજ્ઞા છે?

રાવણ—બોલાવ અહીં.

(એટલામાં દૈત્ય દાસ પ્રવેશ કરે છે)

દાસ—(મુજરો કરીને) માહારાજનો જય થાઓ.

રાવણ—કેમરે ક્યાંથી આવ્યો ?

દાસ—રાજા ધિરાજ. બે વાનરો આપણા નગરમાં આવ્યા છે તેમણે સર્વ ઠેકાણે ખેદાન મેદાન કરી નાખ્યું છે. અને આપણા બાગની પણ તેવીજ માઠી હાલત કીધેલી છે.

રાવણ—(વિસ્મય પામી) બાગનું શું છે તે જલદી કહે.

દાસ—રાજા ધિરાજ બાગનાં વૃક્ષ ઉખેડી નાંખી સમુદ્રમાં ફેંકી દીધાં છે અને ત્યાના રક્ષક વીગરેને મારી નાંખ્યા છે.

રાવણ—(ક્રોધથી) અરે ! એ પ્રમાણે કરનાર એ દુષ્ટ કોણ છે ?

દાસ—રાજ. મને લાગે છે કે રામે મોકલેલા વાનરોનાંજ એ કૃત્ય હશે. શો હુકમ છે ?

રાવણ—સેવક. તું જલદી જઈ એ દુષ્ટોને મારી પાસે લાવ કે તેમને યથા ઘટીત દંડ આપવામાં આવે.

દાસ—મહારાજ તમારા ધારા અકલથી પકડાય એમ નથી.

રાવણ શું તે એવા બળવાન છે કે ? જા આપણા લશ્કરમાંથી થોડાં માણસો લેઈ જઈ તેમને જીવતા પકડી લાવ.

દાસ—જેવી આજ્ઞા (જાય છે)

(થોડી વારમાં હનમાનને પકડી ફરી પ્રવેશ કરે છે.)

દાસ—મહારાજ, આ એક ચોર તો પકડાયો છે.

**રાવણ**—(હનમાનને) કેમરે, તેં આટલો બધો બીગાડ શા માટે કર્યો ?

**હનમાન**— શો બીગાડ થયો છે.

**રાવણ**—અરે ! આટલો મોટો અપરાધ કરી વળી શો પુછે છે ?

**હનમાન**—રાવણ હજી વધારે થશે. માટે સીતાજી રામને સ્વાધિન કર નહીંતો આખરે તારી ખરાબી છે.

**રાવણ**—અલ્યા તુ કોણ છે, અને અહીં કેમ આવ્યો છે ?

**હનમાન**—

ભૂજંગી છંદ.

"હનુમાન શ્રી રામનો દાસ હુંછું"
"દયા ખાતરે રામ આજ્ઞે કહુંછું"
"હરી લાવીયો જાનકી નાશ તાકી"
નથી સાર એમાં જઈ માગ્ય માફી" ૧

**રાવણ**—અલ્યા હું તારા રામની લેશ માત્ર પણ ખાસ્તિ રાખતો નથી. તું જા અને સુખેથી રામને કહીએ લડવા નીકળ. જ્યાં સુધી આ રાવણ હયાત છે ત્યાં સુધી સિતા પાછી મળવાની આશા રાખવી નહીં.

**હનમાન**—અલ્યા રાવણ આમ ગર્વ કરવો તને છાજે નહીં. તારે એમ સમજવું નહીં કે પ્રભૂ રામચંદ્ર તારાથી હારશે. માટે યુદ્ધ સમંધી સર્વે વાત છોડીદેવામાંજ સાર છે.

**રાવણ**—(ક્રોધથી) અલ્યા વાનર તું મને શિખામણ દેવા પાત્ર નથી. અહીથી જા નહી તો તારા જીવનું જોખમ થશે

**હનમાન**—રાવણ, અહંકાર કરેથી સત્વર તારો ના-

શા થશે. જો કે, બળી રાજાએ ઘણું દાન પુન્ય કરી અહંકાર કર્યો તેથી વામને અવતાર પ્રભુએ ધરણ કરી તેનો મદ ઉતાર્યો માટે ઈશ્વર આગળ કદી ગર્વ કરવો નહીં.

રાવણ—અલ્યા દુષ્ટ તારો ઉપદેશ મારે કાંઈ કામનો નથી કેમકે સીંહ કાંઈ સસલાથી ડરી જાય નહીં તેમ હું એ દશરથના સુત રામથી ડરી સિતાને આપું એ વાત કદી બનનાર નથી. માટે તું અહીંથી જા. અને આ સર્વ વૃતાન્ત રામને કહે.

હુનમાન—ભાવી ! તો પછી તું તારે ફાવતું કર.

(જાય છે)

રાવણ—(સ્વગત આ વાત સાંભળી મને ઘણોજ ખેદ થાય છે. કેમકે પરાસ્ત્રીનું હરણ કર્યું એ કામ ના માઠું થયું. પણ હવે પાછળથી પસ્તાવું એ શા કામનું ? માટે એકવાર યુદ્ધ તો કરવું ખરૂં જ.

મંદોદરી—પ્રાણનાથ આપ શા વિચારમાં છો ?

રાવણ—પ્રિયા, મેં કરેલાં કર્મનો પસ્તાવો કરૂં છું.

મંદોદરી—મહારાજ, શાં કર્મનો ખેદ કરોછો ?

રાવણ—પ્રિયા, સિતાનું હરણ કર્યું એ ઘણું ગેરવ્યાજબી થએલું છે પરંતુ હવે કાંઈ ઉપાય નથી.

મંદોદરી—મહારાજ આપે જો પ્રથમ વિચાર કર્યો હોત તો આજ આટલો સંતાપ કરવાનું કારણ રહેત નહીં. પણ ઉન્મતાઈને લીધે જે કરયું છે તેનો પરિણામ સારો થનાર નથી.

રાવણ—પ્યારી, તો હવે શો ઉપાય કરવો ?

મંદોદરી—પ્રાણનાથ હું તમને એટલીજ પ્રાર્થના કરૂં છું કે, યુદ્ધ સમધી સર્વ વાત છોડી સિતાજીને લેઈ રામચંદ્ર

પાસે જવું અને તેમની પાસે ક્ષમા માગવી એમાં આપ નું શ્રેય છે

રાવણ--(ગર્વથી) શું હું એ દુષ્ટને નમું ? અરે ! જ્યાં સુધી મારામાં પ્રાણ છે ત્યાં સુધી એ વાત કદી થનાર નથી.

મંદોદરી--મહારાજ, આપ હાથે કરી કુળનો નાશ કરવા બેઠા છો. મને એમ લાગે છે કે આપ રામચંદ્રજીથી કદી જીતવાના નથી; અને અને આ લંકાપુરીનું રાજ્ય કોઇ બી તને હાથ જશે માટે યુદ્ધની વાત વિસારો તો ઠીક બાકી મારો કાંઇ ઇલાજ નથી

રાવણ --બહુ થયું હવે બસ કર મને ઉપદેશ કરવાનું તારૂં કામ નથી.

મંદોદરી--પ્રાણનાથ, ઉપદેશનું બીજુ કાંઈ કારણ નથી. પણ એક દીવશે રાત્રીને સમે મને સ્વપ્ન આવ્યું હતું કે જાણે રામચંદ્રજીના હાથે સહકુળ તમારો નાશ થયો. એટલામાં હું ત્રાસથી જાગૃત થઈ.

રાવણ--(હસીને પ્રિયા. સ્વપ્નાની વાત કદીપણ સાચી પડતી નથી.

મંદોદરી--પ્રાણનાથ, આ સ્વપ્નું કાંઇ ખોટું નથી પણ ખરૂંજ પડશે.

રાવણ--(ક્રોધથી) જા, તારી વાત કાંઇ સાંભળવા લાયક નથી. કહ્યું છે કે—

**आत्म बुद्धी हितार्थाय**
**गुरु बुध्धा विशेष्यतः ।**
**पर बुध्धो विनाशाय**

# સ્ત્રી બુધ્ધી પ્રલયંગતા ॥

માટે જે માણસ સ્ત્રિની શિખામણે ચાલે છે તે કદી નાશ પામ્યા વગર રહેતો નથી.

(એમ કહી દરબાર તરફ જાય છે).

મંદોદરી—(ઉદાશ મુખે) હે પરમેશ્વર ! તારૂં ધારેલું કદી મિથ્યા થનાર નથી. આ રાજાને અનેક પ્રકારે સમજાવ્યો પણ અભિમાનમાં લેશમાત્ર પણ ખરૂં ગણ્યું નથી. હે ઇશ્વર ! શી ગતિ થશે ?

(વિચારમાં લીન થઇ જાય છે.)

દાસી—બાઇ સાહેબ આમ નકામો શોક કરવાથી શું વળવાનું છે ?

મંદોદરી—સુમતી, આ રાજા અહંકારમાં સર્વ કુળનો નાશ કરી અંતે મને વૈધવ્ય આપનાર છે (રડે છે)

દાસી—બાઈ આમ ગાંડાઈ તે કાઢતાં હશું ?

મંદોદરી—અરે ! આ સર્વ ખોટું નથી પણ સત્ય છે. કેમકે રાજાની મતી ઉંધી છે ને સુધુ કહ્યા છતાં પણ અવળુ પડે છે. હશે. કહ્યું છે કે વિનાશકાળે વિપરિત બુદ્ધીઃ જેવું થવાનું હશે તેવી મતિ સુઝી છે.

દાસી—રાણીસાહેબ મને પણ એમ લાગે છે કે પ્રભુને એ જીતવાના નથી, તેમ આપ સાક્ષાત સતિનો અવતાર છો એટલે તમારી કલ્પના ખરીજ પડશે.

મંદોદરી—અરે ! મને અગાઉથીજ સુઝ પડેલી છે તે કદી ખોટી પડનાર નથી.

દાસી—બાઈ, આમ શોક તજી હવે નચીંત બેસો, હું દરબારમાં શી હકીકત બને છે તે જોઈઆવું.

મંદોદરી—સુમતિ, આ અવસરે તું ખરા વિશ્વાસ પૂર્વક કામ કરજે ઢીલ કરીશમાં.

દાસી—આપે કાંઈ ચિંતા કરવી નહીં. ત્યાંની સર્વ હકીકત તમને જાહેર કરીશ. (જાય છે)

(પડદો પડ્યો)

પ્રવેશ ૪ સમાપ્ત.

---

# પ્રવેશ ૫ મો.

સ્થળ

રાવણનો દરબાર.

પાત્ર.

રાવણ, પ્રધાન, દાસ, વિદુષક ઈત્યાદિ.

રાવણ—પ્રધાનજી, લશ્કર સમંધી સર્વ બંદોબસ્ત કર્યોછે કને ?

પ્રધાન—મહારાજ, આપના હુકમ મુજબ સર્વ વ્યવસ્થા કરી છે.

રાવણ—વાહ ! પ્રધાન આજ તમે મારી બરાબર સેવા બજાવી છે.

પ્રધાન—રાજા ધિરાજ એ સૌ આપનો પ્રતાપ છે.

રાવણ—વારૂં, પણ કુંભકર્ણ રણમાં ગયાને આજ ઘણા દીવશ થયા અને કાંઈ નિરોપ આવ્યો નહીં એનું શું કારણ હશે ?

પ્રધાન—મહારાજ, એ કાંઈ અગત્યના કામમાં ગુંઆયલા હશે તેથી સમાચાર આવ્યા નહીં.

રાવણ—પ્રધાન, કુંભકર્ણજી કદી હાર ખાવાના નથી.

વિદુષક—તમે હારશો ત્યાં તમારા ભાઈ શું કરનાર છે.

(ઉદાશ મુખથી કુંભકર્ણ પ્રવેશ કરે છે)

કુંભકર્ણ—વડીલ બંધુનો સદાકાળ જય થાઓ.

રાવણ—ભાઈ આજ તારૂં મુખ ઘણું ઉદાશ દીસે છે તેનું કારણ શું ?

કુંભકર્ણ—મારા દુખની વાત કાંઈ કહેવા જેવી નથી.

રાવણ—અરે ! હું બેઠાં તારે શું દુખ પડયું છે ?

કુંભકર્ણ—વડીલ બંધુ હું એ શત્રુના સામો લઢવા ગયેલો.

રાવણ—પછી શું થયું ?

કુંભકર્ણ—એટલામાં લક્ષ્મણે મારા ઉપર બાણુની વૃષ્ટી કરી અને આપણું સેન કેટલુંક માર્યું ગયું.

વિદૂષક—મહારાજ તમારા ભાઈ હાર ખાઇને પાછા ફર્યા છે.

રાવણ—શું, એ દુષ્ટ એટલો બધો ગર્વ ધરાવે છે કે ! પ્રધાન સેનાપતિને બીજું સેન મોકલવા તાકીદ કરો.

વિદુષક—(સ્વગત) વળી લઢાઈ કરી માણસોની ખરાબી કરશો.

પ્રધાન—આપ ગમે એટલું લશ્કર મોકલશો તથાપી રામચંદ્રજીને જીતવા ઘણું કઠણ છે.

રાવણ—(ક્રોધથી) દુષ્ટ તું મારો ચાકર થઇને શત્રુની પ્રસંશા કરે છે ?

પ્રધાન—રાજા ધિરાજ, આ કાંઈ પ્રસંશા નથી, પણ ખરૂં છે.

રાવણ—કેમ, શું ખરૂં છે ?

પ્રધાન—મહારાજ રામચંદ્રના દળમાં ઘણા શુરવીર યોદ્ધા છે અને તેમણે ઘણાંક પરાક્રમ કરેલાં છે.

રાવણ—શાં પરાક્રમ કર્યાં છે તે નક્કી કહો.

પ્રધાન—સાંભળો મહારાજ.

## હરિગીત છંદ.

"કહું વાત હું નિજ જાત સુણ મુજ નાથ રામચરિત્રની"
"તે ધ્યાન ધારી શ્રવણ કરજો વાત તજજો યુધની"
"પરિબળ વિશેષે છે પ્રભુનું જેને નમતા શુરપતી"
"તો કોણ તેની આગળે બળીયો વધુ લંકાપતી" ૧
"પ્રભુ પગ વડે. અલાહ તારી શલ્યા થઇને જે પડી"
"બીન્ન ભાવ રાખ્યો નહી મને ફળ અર્પાં સવરી બાપડી"
"આરોગીયા આનંદ આણી જેની નીરમળ છે મતી"
"તો કોણ તેની આગળે બળીયો વધુ લંકાપતી" ૨
"છે દ્રષ્ટી જેની મેઘની દ્રષ્ટીપરે આનંદની"
"જે પાળતા બહુ સત્ય સદ આચાર જન પ્રસંદની"
"વિવેકીને સરળપણું બહુ વાગિશા અવિચળ અતી"
"તો કોણ તેની આગળે બળીયો વધુ લંકાપતી" ૩

રાવણ—અરે તેમાં શું થયું?

પ્રધાન—મહારાજ. પ્રભુને ગર્વ જરાપણ વહાલો નથી અને તેજ આખરે દુઃખ કારક થઈ પડશે.

રાવણ—વારૂં, ત્યારે કેમ કરવું?

પ્રધાન—મહારાજ અન્તે સર્વ રાજ્યનો નાશ થશે. માટે લડાઈ સમંધી વાત છોડી દઇ રામને શરણે જવું એ સારી વાત છે.

રાવણ—પ્રધાન, વૃદ્ધા અવસ્થા થવાથી તારી અકલ ગઈ છે. કારણ જો એમ ન હોય તો તું આવો જુઠો તર્ક ઉઠાવત નહીં. ખબરદાર આજ પછી આવી વાત કહાડી તો તારૂં શીશ ધડથી જુદું કરીશ.

વિદુષક—મહારાજ આ રહયો તયાર છું

(ખડગ દેખાડે છે.)

પ્રધાન—મહારાજ, આટલો અપરાધ ક્ષમા કરો.

વિદુષક—આવાં ખોટાં તર્કટ કરી માફી માગતાં શરમ નથી આવતી?

રાવણ—પ્રધાન, તમારો આટલો ગુન્હો તો માફ કરૂં છું પણ આજ પછી આવાં ભાશણ બોલશો માં.

પ્રધાન—(પગે પડીને) મહારાજની આજ્ઞા પ્રમાણે વર્તીશ.

વિદુષક—મારી પણ આજ્ઞા માનવી જોઇશે.

રાવણ—પ્રધાન, તમે સેન તયાર કરી કુંભકર્ણજીની સાથે મોકલો. અને સેવકોને તાકીદ કરો કે રણક્ષેત્રની ખબરો અક્ષય મારી પાસે લાવે.

પ્રધાન—જેવી આજ્ઞા. (જાય છે)

રાવણ—હે ભાઈ કુંભકર્ણ, આ અવસરે કદી પણ પાછા ફરવું નહીં.

કુંભકર્ણ—મહારાજ, જ્યાં લગણ મારો દેહ હયાત છે ત્યાં લગણ પાછો ફરનાર નથી.

વિદુષક—પાછા નહીં ફરે તો પાછા થશે.

રાવણ—દુષ્ટ તારે વચમાં બોલવાની કાંઈ જરૂર નથી

કુંભકર્ણ—બન્ધુ, મારા વીશે કાંઇ કાળજી કરશો નહીં.

રાવણ—ભાઇ, તમને ઝાઝુ કહેવામાં માલ નથી. પણ જય કરી જટ પરત આવવું.

વિદુષક—મહારાજ, રણમાં જતાં છેલ્લી ભેટ લેવી જોઇએ કેમકે વખતે ન ધારેલું થઈ જાય ત્યારે બળાપો રહી જશે.

કુંભકર્ણ—અલ્યા, તારે પ્રથમથી અપશુકન બોલવાની કાંઈ જરૂર નથી.

રાવણ—(ભેટીને) હવે વાર કરશો નહીં.

કુંભકર્ણ—બન્ધુ આજ્ઞા લઊછું (જાયછે)

વિદુષક—(સ્વગત) આ રાવણુને કોણજાણે કેવી બુદ્ધ સુઝી છે. એક વખત કુંભકરણ હારીને પાછો આવ્યો તે પણ બીજીવાર પાછો મોકલ્યો, હશે થવા કાળને કોઇ ડાહ્યું નથી.

રાવણ—(વિદુષકને) શેવક, આજ ઘણા અપશુકન થતા હોય એમ લાગે છે માટે મારો ભાઈ રણમાં ન જાય તો સારૂ. નઠારા શુકનથી કદી સારૂં ફળ નીપજતું નથી એ વાત તદન વેહેમ જેવી છે, તોપણ વખતે સાચી પડે છે. હશે, અગાડીથી વ્યર્થ વિચાર કરી આત્માને નિરાશ કરવો એ સારૂં નહીં કેમકે.

**यत्नकृतेयदिनसीध्यतीकाऽत्रदोषः**

યત્ન કર્યા છતાં નિષ્ફળ જાય તેમાં કોઇનો દોષ નથી. પણ સેવક તું જઇને કુંભકર્ણને પાછા બોલાવી લાવ

વિદુષક—મહારાજ. કદી ગયા હોય તો શી રીતે કરૂં,

(અપ શકુન થયા હોય એમ બતાવી કુંભકર્ણ પ્રવેશ કરે છે.

કુંભકર્ણ—જય જય માહારાજ.

રાવણ—ભાઈ, કેમ હજી ગયો નથી કે?

કુંભકર્ણ—પ્રીય બંધુ આ અવસરે મને અનેક પ્રકારના અપચિન્હ થયાં તેથી પાછો આવ્યોછું.

રાવણ—શા અપશુકન થયા જે?

કુંભકર્ણ—સાંભળો.

ઉપેંદ્રજાતિ વૃત.

"જતાંજ મંજાર મળેલ આડી"
"મુખે શહી ભક્ષ ઉભી અગાડી"
"ભુજંગ વામે પળીયો ત્વરાથી"
"દુચીન્હ બાકી વધતું શું એથી"

રાવણ—અરે ! ઘણી આશ્ચર્યની વાત છે કે રણમાં જતાં આવાં દુષ્ચિન્હ થયાં ! હશે, આ વાત કાંઈ તમારે મનમાં લાવવી નહીં.

કુભકર્ણ—વડીલ બંધુ, હું એવા ખોટા વેહેમને ગણુતો નથી.

વિદુષક—કદાપી ખોટાના ખરા થશે ત્યારે ?

રાવણ—(ક્રોધથી) દુષ્ટ તને વચમાં બોલવાની ના કહી છતાં કેમ ડહાપણ કરે છે ?

વિદુષક—મહારાજ, મારૂ કહેવું એમ છે કે, નહીં જીતાય એવા ખોટા વ્હેમ કદાપી ખરા થશે. અને આપ જીતશો.

રાવણ—(હર્ષથી) સાબાશ, આ પ્રમાણે સદાસુભ ચિંતન કરતો રહેજે.

કુંભકર્ણ—બંધુ રજા માગુછું.

રાવણ—ભાઈ, જાઓ ત્વરાથી દુષ્ટ શત્રુનો નાશ કરી જલદી આવજો.

વિદુષક—(સ્વગત) શત્રુનો કે પછી એમનો નાશતો થસેજ.

કુંભકર્ણ—સર્વે આપના પ્રતાપથી રૂડાં વાનાં થશે.

રાવણ—ભાઈ તને વધારે કહી શકતો નથી.

કુંભકર્ણ—આપ નચીંત રહો. મારા વીશે લેશ માત્ર પણ કાળજી કરશોમાં (જાય છે)

રાવણ—સેવક, પ્રધાનજી પાસે જઈ લસ્કરની ગોઠવણુ વીશેની બાતમી લઈ આવ.

વિદુષક—જેવી આજ્ઞા. (જાય છે.)

(પડદો પડયો)

## प्रथम अंक समाप्त.



# अंक २ जो.

# प्रवेश पेहेलो.

સ્થળ

લશ્કર છાવણી.

પાત્ર.

રામ ... ... ...દશરથનો પુત્ર, રાવણનો શત્રુ.
લક્ષ્મણ ... ...રામનો સાવકો ભાઈ.
હનમાન ... ...મુખ્ય યોધ્ધો, રામનો ભક્ત.

વાનર.

અંગદ ... ... ...
નળ ... ... ...
નીળ ... ... ...
સુગ્રીવ ... ... ...
} રામના સૈન્યમાં મુખ્ય યોદ્ધાઓ.



રામ—હનમાન લંકાંના શા સમાચાર છે.?

હનમાન—મહારાજ. કુંભકરણ અહીંથી હાર ખાઈ પાછો ગયો ત્યારપછી અમે લંકાંમાં પ્રવેશ કર્યો.

રામ—વારૂ, પછી શું થયું?

હનમાન—પછી રાવણના બાગમાં જઈ સર્વ ફળ તોડી છેવટે બાગનો નાશ કરી નાખ્યો.

રામ—(હર્ષથી) તમને કોઇયે રોકયા નહીં કે?

હનમાન તથા અંગદ } મહારાજ વિઘ્ન તો ઘણાં નડયાં પણ આપના પ્રતાપથી સર્વ દુર થયાં.

રામ—ભાઇયો, શાં વિઘ્ન નડયાં તે જલદી કહો.

હનમાન—મહારાજ અમે રાવણના બાગમાં ગયા

ત્યાં સર્વ ઠેકાણે અનેક પ્રકારનાં ફળો ઝાડ ઉપર હતાં તે જોઈ અમારૂં મન ઝાલ્યું રહ્યું નહીં.

લક્ષમણ—વારૂં, પછી ત્યાં તમે શું કર્યું ?

હનમાન—મહારાજ, ત્યાં અમે સર્વ ફળ તોડી ખાઈ ઝાડની દુર્દશા કરી નાંખી. એટલામાં—

રામ—હનમાન, તમને કાંઈ વિઘ્ન નડયું હોય એમ લાગે છે.

હનમાન—એટલામાં એક બાગ રક્ષક રાક્ષસ આવ્યો તેની સાથે યુદ્ધ કરી તેનો નાશ કર્યો.

લક્ષમણ—હનમાનજી, તમે ઘણું બળ કર્યું ખરૂં ?

હનમાન—મહારાજ એ સર્વ આપના બંધુનો પ્રતાપ છે. સેવકને કાંઈ નથી.

રામ—હનમાન, તમે એ દુષ્ટની નગરીમાં ગયા તા કે ?

હનમાન—મહારાજ બાગ રક્ષક દૈત્યનો નાશ કરી લંકામાં જવાનો વિચાર કરતા હતા એટલામાં બીજા કેટલાક રાક્ષસો ત્યાં આવી પોહોચ્યા.

રામ—અરે ! તમને ઘણું કષ્ટ પડયું હોય એમ લાગે છે. પણ પછી શી રીતે થયું ?

હનમાન—પ્રભુ, આપના પ્રતાપથી તે સર્વે રાક્ષસોને સંહાર કરી નગરમાં ગયા.

લક્ષમણ—મારૂતી, નગરની વાર્તા જલદી કહો.

હનમાન—મહારાજ, નગરમાં ઘણોક ભાગ ઉજ્જડ કરી આ તરફ આવતા હતા એટલામાં એક પ્રાણ સંકટ આવી નડયું તેમાં હું એકલો સપડાયો અને અંગદ આ તરફ આવતો રહયો.

લક્ષમણ—અંગદ એમ કરવું તમને ઘટારત નહીં.

અંગદ—મહારાજ મારો દોશ નથી. કેમકે મને હનમાનજીએ કહ્યું હતું કે આપણા બેમાંથી એક સંકટમાં આવી પડે તો બીજાએ પ્રભુને ખબર કરવી તે પ્રમાણે મેં કરેલું છે.

રામ—તમારૂ કહેવું યોગ્ય છે. વારૂ મારૂતી પછી શૂં થયું ?

હનમાન—મહારાજ, મને રાવણના દરબારમાં લઈ ગયા. ત્યાં સીતામાતાજીને છોડવા વીશે મેં તેને ઘણી શીખામણ દીધી, પણ તેણે કાંઈ માન્યું નહીં.

રામ—એણે શું કહ્યું ?

હનમાન—મહારાજ, એ દુષ્ટ ગર્વમાં એમ બોલ્યો કે હું કાંઈ રામ લક્ષમણ છોકરાથી ડરતો નથી. માટે લઢવા તયારી કરજો.

લક્ષમણ—શું, હજી એનો ગર્વ ઉતર્યો નથી ?

હનમાન—ના, મહારાજ.

રામ—હનમાન, આપણે યુદ્ધની શી રીતે ગોઠવણ કરવી છે ?

હનમાન—પ્રભુ આપની આજ્ઞા પ્રમાણે વર્તવા તયાર છુ.

રામ—ઠીક છે. મારા કહ્યા પ્રમાણે તમારે સર્વે સજ થઈ રેહેવું

સર્વે યોધ્ધાઓ—મહારાજ, શી રીતે ?

રામ—સાંભળો તમારે સર્વને વચલા ભાગમાં રહેવું અને અંગદ તથા હનમાનજીએ અગાડીના ભાગમાં રહી યુદ્ધ કરવું.

સર્વે યોદ્ધાઓ—મહારાજની આજ્ઞા મૂજબ તયાર છીયે.

રામ—લક્ષમણ, તારે પણ મારી સાથે રેહેવું.

લક્ષ્મણ—બંધુ હું તમારૂ વચન કદી લોપનાર નથી.

રામ—લક્ષ્મણ, તારાં વચન સાંભળી મને ઘણોજ સંતોષ થાય છે.

(પડદામાં)

અરે દુષ્ટ આજ તારો નાશ કર્યાવીના પાછો ફરનાર નથી.

લક્ષ્મણ—( આશ્ચર્ય પામી ) મહારાજ આ શબ્દો રાક્ષસોના હોય એમ લાગે છે.

રામ—હા એમજ છે. માટે સાવધ રેહેવું

(સૈન્ય સહીત કુંભકરણ પ્રવેશ કરેછે.)

કુંભકરણ—અલ્યા રામ આજ તારો અંત આવ્યો છે એમ સમજવું.

રામ—હનમાન, આ દુષ્ટનો ગર્વ ઉતારો.

હનમાન—જેવી આજ્ઞા.

કુંભકરણ—કેમરે દુષ્ટો તમારે ન લઢવું હોય તો મારી પાસે માફ માગો એટલે હું રવાના થાઉં.

હનમાન—અલ્યા, ગર્વ કરીશમાં.

કુંભકરણ—અલ્યા વાંદરા આજ તારૂ મોત આવ્યું છે.

અંગદ—તારૂ કે પછી અમારૂં.

હનમાન—ભાઇયો, આ અવસરે ઢીલ કરવી કાંઈ કામની નથી.

સર્વ યૌદ્ધાઓ—મહારાજ, અમે તયાર છીયે.

કુંભકર્ણ—(ગર્વથી) અરે દુષ્ટ વાનરો આજ તમે સર્વે મારા સપાટામાંથી બચવા ઘણા કઠણ છો.

સર્વે—અલ્યા દુષ્ટ ચાલ લઢવા સત્વર તયાર થા.

(સર્વેનું યુદ્ધ થાય છે.)

રામ—(પોતાના સૈન્યની હાર થઈ જોઇને) અરે! શત્રુના સૈન્યથી આપણાં ઘણાંક માણસો મરાયાં. માટે એ

સર્વેને જીવતાં કરી એ દુષ્ટનો મારા હાથેજ સંહાર કરૂં.

(અમૃત દ્રષ્ટીએ જોયાથી સૈન્ય જીવન થાય છે.)

રામ—અલ્યા દુષ્ટ કુંભકરણ, ચાલ સામો થા. આજ તારો નાશ કરી તને યમ દ્વારમાં પોચતો કરૂછું.

કુંભકરણ—(ગર્વમાં) અલ્યા રામલા તારાથી શું થવાનું છે?

રામ—દુષ્ટ આ રામના બળથી તું તદન અજાણ્યોછું

કુંભકરણ—(હશીને) થયું નકામી ગપ્પો મારીશ નહીં. સત્વર તયાર થા.

રામ—અલ્યા, સંભાળજે.

કુંભકરણ—તું શું કરીશ?

રામ—સાંભળ.

ભુજંગી છંદ.

કરૂં નાશ આજે ગૃહી બાણ હસ્તે,
નકી માંન મેં વાત કીધી ખરી તે;
ન જાણે દશા શી થશે આજ તારી,
અરિ વાત લે સર્વ દીલે વિચારી. ૧

કુંભકરણ—(ક્રોધથી) અલ્યા વીચાર કર. આ કુંભકરણના બળથી તું માહીતગાર નથી. અરે! સર્વ સૈન્યસહિત ગળી જવાની શક્તી મારામાં છે તે છતાં શું તું મારો નાશ કરીશ કે? (ગદા ફેંકે છે)

રામ—(ચુકાવીને) કેમ આજ તારૂં શુરત્વકે? જો સંભાળજે. (બાણ મારે છે)

(બન્નેનું પરસ્પર યુદ્ધ થાય છે)

કુંભકરણ—અલ્યા રામ તું મારા હાથથી બચવો કઠણ છે.

રામ—(ક્રોધથી અરે! દુષ્ટ રાક્ષસી વિદ્યાનો ગર્વનાર

આ રામ તને માત્ર રમત કરાવે છે તે તું નથી જાણતો ! નહીતો એકજ બાણમાં તારો નાશ કરત. (બાણ મારે છે)

(કુંભકરણ મુર્છા ખાઈ જમીનપર પડે છે)

રામ—અલ્યા, સાવધ થઈ સન્મુખ આવ.

કુંભકરણ—(ઉઠીને) જો, આ મારો સપાટો.

(પરસ્પર યુદ્ધ થાય છે.)

રામ—દુષ્ટ રાક્ષસ, તું આ બાણથી બચવાનો નથી માટે તારા ઇષ્ટનું સ્મરણ કરજે. (બાણ મારેછે)

(કુંભકરણનું શીર જુદુ થઈ અદ્ધર માર્ગે ઉડી જાયછે)

સર્વ સૈન્ય—(હર્ષથી) મહારાજ રામચંદ્ર પ્રભુનો જય જયકાર થાઓ. વાહ, આ દુષ્ટનો આજે નાશ થયો એ ઘણી આનંદની વાત છે.

રામ—એ સઘળું તમારા વડે છે.

## ॥ विजयी भवतुते ॥

(એમ કહી દેવતા અદ્ધર પુષ્પ વૃષ્ટી કરે છે.)

( સર્વે છાવણી તરફ જાય છે. )

**પ્રવેશ ૧ સમાપ્ત.**

# प्रवेश २ जो.

**સ્થળ.**

**રણભુમી.**

**પાત્ર.**

**કાળી, કાળભરવ, પીશાચો માંસ ભક્ષણ કરનારા દેવો. ઇત્યાદી.**

કાળી—(આનંદથી) આ અવસર રૂધિરપાન કરવાનો

નક્કો રૂડો છે. (માંસ ભક્ષણ કરે છે.)

કાળભૈરવ—દેવી, આવી મઝા કોઈ દીવસે પડી નથી.

(સર્વે ભૂત પોકાર કરતાં પ્રવેશ કરે છે)

કાળી—અલ્યા મસાણવાસી સેવકો, આ દૈત્યલોકોનું તાજું રૂધિરપાન કરો.

સર્વે—(ભયંકર પોકારથી) લાવો અમો ઘણા ભૂખ્યા છીયે. વાહ! આજનો દીવસ ઘણોજ આનંદ કારક નીવડયો.

કાળી—લો, પ્રથમ આ માંસ ભક્ષણ કરી તૃપ્ત થાઓ.

સર્વે—લાવો. (લેછે)

કાળભૈરવ—(આનંદથી) દેવી આવો અવસર ફરી ક્યારે આવશે?

કાળી—સાંભળો, થોડા દીવસ પછી રામ રાવણનું મોટું યુદ્ધ થશે; તેમાં અનેક યોદ્ધાઓનો સંહાર થશે, તે વારે આ થકી પણ વધારે મોજ ભોગવવાના દીવસ તમારે સર્વને ચાલસે.

કાળભૈરવ—માજી, પણ આખરે કોણ જીતસે?

કાળી—મહા પ્રતાપી રાજા રામચંદ્રનો જય થશે, અને લંકાનું રાજ્ય રાવણના ભાઈ વિભીશણને મળશે.

સર્વે—માજી, અમે જઇયે છીયે. પણ તે વખતે બોલાવવા ચુકશો નહીં.

કાળી—સેવકો, હું તમારાવિના એકલી ભક્ષણ કરનાર નથી.

(સર્વે જોય છે.)

(પડદો પડયો)

**પ્રવેશ ૨ સમાપ્ત.**

———o———

# પ્રવેશ ૩ જો.

### સ્થળ.

### લંકાપુરી રાવણનો દરબાર.

### પાત્ર.

| | | | |
|---|---|---|---|
| રાવણ | ... | ... | લંકાનો રાજા. |
| માલ્યવંત | .... | ... | ... પ્રધાન. |
| ઇંદ્રજીત | .... | ... | રાવણનો પુત્ર. |
| વિદુષક | ... | .... | ... સેવક. |



રાવણ—પ્રધાનજી, યુદ્ધના શા વર્તમાન છે ?

વિદુષક--(વચમાં) મહારાજ સર્વ સૈન્ય દેવલોકમાં કલોલ કરે છે.

પ્રધાન--મહારાજ, આજ લગણ કાંઈ નિરોપ આવ્યો નથી.

રાવણ—કેમ વારૂં ?

પ્રધાન—રાજાધિરાજ યુધ્ધનું કામ ધમધોકાર ચાલ્યું હશે એટલે કોણ મોકલે.

રાવણ--અરે ! ત્યાં સઘળાની શી અવસ્થા થઈ હશે કે સમાચાર મોકલવાની પણ અવકાશ નહીં મળી હોય !

વિદુષક—(સ્વગત) હયાત કોણ હશે કે મોકલે.

પ્રધાન—મહારાજ, થોડા દીવસ વાટ જોઈ અહીંથી માણસ મોકલીશું એટલે સર્વ સમજાશે.

રાવણ---પ્રધાન, આજને આજ માણસ મોકલી સમાચાર મગાવવા જોઇએ.

પ્રધાન—જેવી આજ્ઞા.

રાવણ—સુજ્ઞ પ્રધાન, તમે કોઈ ખાવીનો માણસ

મોકલો જેથી સર્વે વર્તમાન યથાસ્થિત સમજાય.

પ્રધાન—મહારાજ, ખાત્રીનો માણસતો આ વિદુષક શીના બીજો કોઈ નથી.

રાવણ—ઠીક છે, એને મોકલો.

વિદુષક—(સ્વગત) આ રાજા મને મરવા મોકલે છે પણ હું અપવયથી પાછો આવીશ.

પ્રધાન—(વિદુષકને) સેવક, મહારાજની આજ્ઞા મુજબ રણક્ષેત્રમાં જઈ ત્યાંના સમાચાર લઇ વેહેલો આવીશકે ?

વિદુષક—મહારાજ, શા સમાચાર લાવું ?

રાવણ—સાંભળ, યુદ્ધમાં સેનાપતિએ કેવી વ્યવસ્થા કરી છે તે, તથા મારો ભ્રાત કુંભકરણ કેવી પ્રકારે યુદ્ધ કરે છે અને કોનાં કેટલાં માણસો મરાયાં છે એ સર્વે વર્તમાન આજને આજ લઈ આવ.

વિદુષક—મહારાજ, વખતે કોઈ મને મારી નાંખે ત્યારે?

રાવણ—અલ્યા, તુ જતા આગમચ આવા ખોટા તર્ક કેમ ચલાવે છે?

પ્રધાન—અલ્યા નકામા પ્રત્યુતર કરીશ નહીં.

વિદુષક—મહારાજ, આપણા લસ્કરમાં કોઈ હયાત ન હોય તો કોની પાસેથી ખબર લાવું વારૂ ?

પ્રધાન—(ચીરડાઇને) અરે ! આતો કોઈ ખરો અનાડી દીસે છે. તું મહારાજે ફરમાવેલા હુકમ મુજબ કામ કર. અગાડીથી વ્યર્થ વિચાર કરી મન કેમ ભમાવે છે ?

વિદુષક—જેમ આજ્ઞા. (જાયછે)

રાવણ—પ્રધાનજી સેવકને મોકલે આજ બે દીવશ થયા પરન્તુ કાંઈ નીરોપ આવ્યો નહીં.

પ્રધાન—મહારાજ, આજતો અવશ્ય કરીને જવાબ આવવોજ જોઇએ.

(જઈ આવ્યો હોય એમ ફરી વિદુષક પ્રવેશ કરેછે)

વિદુષક—(મુજરો કરી) મહારાજનો જય થાઓ.

રાવણ—સેવક, રણક્ષેત્રના શા સમાચાર છે ?

વિદુષક—મહારાજ સર્વ સેન યુદ્ધથી થાકી વિરામ લેછે.

પ્રધાન—અલ્યા, સૌ સુખરૂપ છે કે ?

વિદુષક—રાજા ધિરાજના પ્રતાપથી સર્વ કલોલ કરે છે, અને યુદ્ધ ધમધોકારે ચાલી રહ્યું છે.

રાવણ—(હર્ષથી) પ્રધાનજી, મારો જય થશે એમ મને લાગે છે ખરૂં

પ્રધાન—મહારાજ, આપનો પ્રતાપ મોટો છે.

રાવણ—(ગર્વથી) અરે ! મારા બળથી સર્વ દેવલોક કંપે છે તો એ દુષ્ટ રામના શા ભાર છે ?

વિદુષક—(સ્વગત) તે સૌ અગાડી માલમ પડશે.

પ્રધાન—મહારાજ આપનું કહેવું યથાર્થ છે.

(પડદામાં)

મહારાજ આજનો દીવસ ઘણો દુખદાઈ છે ! !

રાવણ—(વિસ્મય પામી) પ્રધાન, આ શબ્દ સાંભળી મને ઘણોજ ખેદ થાય છે તેનું કારણ શું હશે ?

પ્રધાન—હે વિજયી નૃપતી, આમ શબ્દ સાંભળી ખેદ કરવો એ તમારા જેવા શુરવીરને યોગ્ય નહીં.

રાવણ—અરે ! હું કાંઈ ખેદ કરતો નથી પરન્તુ અંતરાત્માથીજ સ્વભાવીક રીતે એમ થાય છે. ત્યાં મારો સો ઇલાજ ?

વિદુષક—મહારાજ, સર્વે આગળ સુઝશે.

(ઉદાશ મુખે દૈત્યદાસ પ્રવેશ કરે છે)

દાસ—મહારાજનો સદા જય થાઓ.

રાવણ—અલ્યા ક્યાંથી આવ્યો ?

દાસ—રાજાધિરાજ, હું કાંઈ કામસર અહીં આવતે હતો. એટલામાં—

રાવણ—સેવક, કેમ અચકે છે? જલદી બોલ.

દાસ—એટલામાં દરબારના ચોક વચ્ચે એક શીશ પડયું. તે જોતાં એમ લાગે છે કે એ આપના બંધુનુંજ હશે.

રાવણ—પ્રધાન, આ વાત સાંભળી મને ધૈર્ય રહેતા નથી. માટે એ શીશ જલદી મારી પાસે મગાવો જેથી તે જોઈ મારા મનની ખાત્રી કરૂં.

પ્રધાન—જેવી આજ્ઞા. સેવક એ શીશ જલદી લઈ આવ.

સેવક—આજ્ઞા. (જાય છે)

(થોડીવારમાં શીશ લઈ પ્રવેશ કરે છે)

દાસ—મહારાજ, આ શીશ લાવ્યો છું.

રાવણ—લાવ જોઉં?

દાસ—(આપેછે)

રાવણ—અરે! આતો મારા બાંધવનુંજ શીશ છે?

પ્રધાન—મહારાજ, નક્કી કર્યાવિના આમ બોલવું ઘટારત નથી. કેમકે—

### દોહરો.

"સત્ય અસત્ય કળાય નહીં, મુસ્તકનું મહારાજ;"
"અણુ વિચાર્યા કૃત્યથી, અંતે થાય વિનાશ." ૧

માટે આપે એ શીશની બરાબર ખાત્રી કરવી.

રાવણ—પ્રધાન હું શી ખાત્રી કરૂં? આ મસ્તક મારા ભાઈ કુંભકરણનુંજ છે એમાં સંદેહ નહીં. હે પ્રિય ભ્રાત! તું મને મુકીને કેમ જતો રહયોરે?? અરે! આ ક્રૂર હૃદયના રાવણે શું તને મરવા સારૂંજ યુદ્ધમાં મોકલ્યો કે? હે બન્ધુ! (એમ કહી રૂદન કરેછે)

વિદુષક—પ્રથમ જાણતા નોહોતા કે હવે આજ વિલાપ કરવા બેઠાછો ?

પ્રધાન—મહારાજ, આપ ધૈર્યવાન છતાં આમ છેક શું હિંમત હારી જાઓછો. આ ક્ષણભંગુર સંસારમાં સર્વે નાશવંતજ છે.

રાવણ—(સહગદિત કંઠે) પ્રધાન મેં ઘણીજ મુર્ખાઈ કરી છે. પ્રથમ અપશુકન થએલા તે મેં મારી ઉન્મતાઈને લીધે ગણ્યા નહી અને અન્તે બન્ધુ મરણરૂપી દુઃખ સાગરમાં બુડયો ! હાય હાય ! હવે મારી શી વલે થશે ??

પ્રધાન—મહારાજ, આપ સુજ્ઞ છો. માટે શત્રુથી ત્રાસ પામી બેશી રહેવું નહીં.

રાવણ—પ્રધાનજી, મારાં સર્વે ગાત્ર નરમ થઈ ગયાં છે. જે ભ્રાતના બળથી હું હમેશ સંતુષ્ટ રહેતો હતો, તેનું મૃત્યુ થવાથી હવે હું શી રીતે દીન ગુજારો કરી શત્રુને જીતીશ. હે શંકર ! આ અવસરે તું સાહ્ય થા.

ઈંદ્રજીત—પીતાજી, આમ શોક કરી તમારા દેહને ક્ષીણ કરોછો એ શું ? નામ તેનો નાશ થવાનોજ છે. કોઈ વરશે પાંચ વરશે પણ આખરે આ દુનીયા છોડી જવાનુજ કોઈ અમર રેહેવાનું નથી.

રાવણ—પુત્ર, મને અનેક પ્રકારની ચિંતા થાય છે તેથી આમ શોક કરૂં છું.

ઈંદ્રજીત—પીતા, આપને શી ચીંતા થાય છે ?

રાવણ—પુત્ર, એક તો બંધુનું મરણ થયું, અને હજી આખરે કેવાં પરિણામ નિપજશે. પ્રિય બાંધવ આ દુષ્ટ અને નિરદય મનના રાવણને મુકી તું કેમ ગયોરે ! ! તારા વિના આ સંસારમાં સર્વ શુન્યકાર દીસે છે. હવે મને કોણ સાહ્ય કરશે ! (રડે છે)

ઇંદ્રજીત—પીતાજી, જ્યાં લગણુ આ પુત્ર હયાત છે ત્યાં લગણુ તમારે લેશ માત્ર પણ કાળજી રાખવી નહીં. કેમકે—

**अेकोपि बलवान् पुत्र**
**नच मुर्खो शतैरपि ।**
**अेकश्चंद्र तमोहंति**
**नचतारा सहस्त्रशः ॥**

પીતાજી સર્વ નાશ થતાં જો એક બળવાન પુત્ર હોય તો સઘળું કુળ દીપે છે માટે જ્યાં સુધી તમારો આજ્ઞાકિત ચિરણજીવી હયાત છે ત્યાં સુધી તમારે કદી ગભરાવું નહીં.

રાવણ—પ્રિય પુત્ર તારી અમ્રતરૂપી વાંણી સાંભળી મને શોક સાથે અત્યંત હર્ષ થાય છે. તું મારા કુળમાં દીવા અવતર્યો છે. આ વખતમાં તારાવિના દુખી રાવણને શત્રુ સંકટમાંથી મુક્ત થવા બીજો કોઇનો આધાર નથી.

ઇંદ્રજીત—આપ મને આજ્ઞા આપો તો અરિનો સંહાર કરી શુભ વર્તમાન તમારી પાસે લાવું.

રાવણ—પ્રિય પુત્ર, આ જગતમાં નિરાધાર રાવણને માત્ર તારારૂપી ટેકો રહયો છે. (રૂદન કરે છે)

વિદુષક—મહારાજ, આ અવસરે રૂદન કરવું ઠીક નહીં કેમકે વળી કાંઇ માઠો પરિણામ નીપજશે.

પ્રધાન—રાજાધિરાજ, આ ટાણે મેઘનાદને રજા આપવી એજ રૂડું છે.

રાવણ—પ્રધાન, મારા પ્રિય પુત્ર સાથે સૈન્ય મોકલવાની યોજના કરો.

પ્રધાન—જેવી આજ્ઞા. (વિદુષકને) સેવક, સેનાપતિને તાકીદ કર કે લશ્કર તયાર કરી રણક્ષેત્રમાં વિદાય કરે.

વિદુષક—આજ્ઞા. (જાય છે)

રાવણ—પુત્ર, આપણું સર્વે સૈન્ય લઈ જાઓ અને ત્વરાથી શત્રુનો નાશ કરજો.

ઇંદ્રજીત—પીતાજી સૌ આપના પ્રતાપથીજ થવાનું છે. મારે કાંઈ નથી.

રાવણ—પ્રધાનજી, સૈન્યનો બંદોબસ્ત કર્યો છે કે ?

પ્રધાન—મહારાજ સૈન્ય સમંધી સર્વ પ્રકારનો બંદોબસ્ત કર્યો છે માટે આપે કાંઈ કાળજી કરવી નહીં.

ઇંદ્રજીત—પીતા, આજ્ઞા માગુછું.

રાવણ—(ભેટીને) પ્રિય પુત્ર, તને જા કહેતાં મારી જીભ ઉપડતી નથી પણ શું કરૂં ?

પ્રધાન—કુંવર જલદી શત્રુનો નાશ કરી નગરમાં આવવું.

ઇંદ્રજીત—પીતાજી, આપનાં કુળમાં જન્મ ધર્યો સાર્થક ક્યારે જાણવો કે, એકવાર કાકાના મરણરૂપી લાગેલો બાહા રૂઝાવી આનંદનો વરસાદ વરસાવું તો મારૂં નામ ઇંદ્રજીત ખરો.

રાવણ—પુત્ર હવે વાર કરવામાં માલ નથી. માટે સધાવો.

ઇંદ્રજીત—પીતાજી. આજ્ઞા લઉછું. (જાય છે)

રાવણ—પ્રધાન. હવે શત્રુથી જાગૃત રહેવું.

પ્રધાન—જેવી આજ્ઞા. (જાય છે)

(સર્વ જાય છે)

(પડદો પડયો)

**પ્રવેશ ૩ સમાપ્ત.**



# प्रवेश ४ थो.

## સ્થળ.

### અન્ત:પુર.

### પાત્ર.

સુલોચના ... શેષ નાગની પુત્રી. ઇંદ્રજીતની સ્ત્રી.
સુવૃતા ... ... ... ... ...તેની દાસી.

---

સુલોચના—સુવૃતા યુદ્ધના શા સમાચાર છે?

દાસી—બાઈ રાવણના બંધુ યુદ્ધમાં ગયા હતા તે મરણ પામ્યા.

સુલોચના—(ખેદથી) અરે! બહુ ખોટું થયું! વારૂ પ્રાણનાથ કેમ જણાતા નથી?

દાસી—મારા સાંભળવામાં એમ છે કે તેમના પીતાજીએ યુદ્ધમાં જવાની આજ્ઞા કરેલી છે માટે તે વીરોની ખટપટમાં હશે.

સુલોચના—અરેરે! આ વૃતાન્ત સાંભળી મને ઘણોજ ખેદ થાય છે.

(એટલામાં ઇંદ્રજીત પ્રવેશ કરે છે)

સુલોચના—(ઉભી થઈને) પ્રાણનાથનો જય જયકાર થાઓ.

ઇંદ્રજીત—પ્રિયા, તારૂં મધુર ભાષણ સાંભળી મને અતિ આનંદ થયો છે. પણ આજ તારૂં મુખ કેમ ઉદાસ દીસે છે?

સુલોચના—પ્રાણનાથ, આજ દાસીના મુખથી કાંઈ વાર્તા સાંભળી છે તેથી જીવને ઘણોજ ખેદ થાય છે.

ઇંદ્રજીત—પ્રિયા, શી વાત સાંભળી છે?

સુલોચના—પ્રાણનાથ આપ યુદ્ધમાં ચઢનાર છો એમ સાંભળ્યુ છે.

ઈંદ્રજીત—પ્રિયા, પીતાજીએ આજ્ઞા કરેલી છે કે રામચંદ્ર સાથે યુદ્ધ કરી તેનો સૈન્ય સહીત નાશ કરવો.

સુલોચના—પ્રાણનાથ. આપ એકલા જઇને શું કરશો.

ઈંદ્રજીત—પ્રિયા. પ્રથમ કેટલુંક સૈન્ય લઈ કુંભકરણજી યુદ્ધ કરવા ગએલા.

સુલોચના—વારૂ પછી તેમનું શું થયું ?

ઈંદ્રજીત—તે શત્રુના હાથથી સ્વર્ગવાસ થયા; તેથી પીતાએ મને આજ્ઞા કરેલી છે.

સુલોચના—પ્રિય પ્રતિ, તમારાં વાક્ય સાંભળી મને કંપારો આવે છે.

ઈંદ્રજીત—પ્રિયા. કેમ વારૂ ?

સુલોચના—પ્રાણનાથ આપના સકુમાર દેહથી એ સખ્ત્રણું કષ્ટ કેમ સહન થશે ?

ઈંદ્રજીત—પ્રિયા. રાજ્ય કુળમાં જન્મ ધરી યુદ્ધથી ડરવું એ યોગ્ય નહીં. માટે તું રાજપુત્રી થઈ કેમ નાહીંમત થાય છે ?

સુલોચના—પ્રાણનાથ, તમારા વિયોગથી હું કેમ કરી દીવસ ગત કરીશ ?

ઈંદ્રજીત—પ્રિયા પીતાની આજ્ઞા લોપાય એમ નથી.

સુલોચના—પ્રિય પતિ આજ પર્યંત આ દુનીયામાં જન્મ ધરી ખરા સુખનો અનુભવ કાંઈ લીધો નથી, અને એટલામાં આપ ગરીબ અબળાને છોડી રણમાં સધાવો છો ત્યારે મારી શી દશા થસે.

(રૂદન કરે છે)

ઈંદ્રજીત—પ્રાણપ્રિયે, આ વખત કલહ કરવો એ

ઠીક નહીં. તારો એજ ધર્મ છે કે ઘણી ખુશીથી મને રજા આપવી. તે છતાં તું આમ રૂદન કરેછે તેથી મારૂં પણ હૃદય ભરાઈ આવે છે.

સુલોચના—પ્રાણનાથ, તમારા વિના એક ક્ષણ પણ વર્ષસમ લાગે છે. આપ દરબારમાં જાઓછો તેટલો વખત હું મહા કષ્ટરૂપ કાહાડું છું. તો આપ યુદ્ધમાં જનાર છો એ વાત સાંભળી મને કેમ ખેદ ન થાય ?

ઇંદ્રજીત—પ્રાણપ્રિયા જેવો તારો પ્રેમ મારા ઉપર છે તેવોજ મારો પણ તારા ઉપર છે. તુજ વિના આ સર્વ સુખ તૃણવત લાગે છે પરન્તુ આ ઠેકાણે કાંઈ ઈલાજ ચાલે એવું નથી.

સુલોચના—પ્રાણનાથ, આજકાલ ખરો સુખ ભોગવવાનો વખત જાય છે તે છોડીને આપ જવાના કે ? અરે રે ! આ અભાગ્યણીએતો કાંઈજ ઉપભોગ લીધો નહીંજ કે, હે પરમાત્મા ! મારૂં કષ્ટરૂપી હમણું તારૂણ્ય હું શી રીતે ગુજારીશ ?

ઇંદ્રજીત—પ્રિય પત્નિ, આ તારૂં ભાષણ સાંભળી મને અત્યંત ખેદ થાય છે. પરંતુ હવે આજ્ઞા આપવી એજ રૂડું છે. કેમકે સર્વ સૈન્ય આગળ ગયેલું છે.

સુલોચના—પ્રાણનાથ, આ દાસીનું કહ્યું માન્ય ન રાખતાં આખરે આપ જશોજ કે ?

ઇંદ્રજીત—પ્રાણપ્રિયા, આ અવસરે ઢીલ કરી કાંઈ કામની નથી. કહ્યું છે કે રોગ અને શત્રુ થતાં તરતજ ડામવો કે જેથી આગળ વધે નહીં. વળી સૈન્ય સબંધી સર્વે કાર્યભાર મારેજ કરવાનો છે. એટલે ગયાવગર કેમ ચાલે ?

સુલોચના—પ્રાણનાથ, આપની કમળપત્રસમ કાયાને રણમાં અતિ સંકટ વેઠવું પડશે ?.

ઇંદ્રજીત—પ્રિયા રાજ્યને અનુસરી સર્વ સુખ દુઃખ ભોગવવું પડે છે માટે તેનો શોક લેશ માત્ર પણ મનનાં ધરવો નહીં.

સુલોચના—(પ્રેમાલિંગન દઈ) પ્રાણનાથ પાછા ક્યારે પધારશો ?

ઇંદ્રજીત—પ્રિયા, ક્યારે પાછો આવીશ તે સાંભળ:

**વસન્તતિલકા વૃત્ત.**

હું પત્ની નાશ અરિનો કરીને વળું છું;
પ્રીતીનુરાગ, વધીયો તુજને મળું હું.
લે ભેટ, ભેટ દઇને પડ શાંત પ્યારી;
આજ્ઞા હવે, તરત આપ તું લાભકારી.

માટે હવે રજા આપવી એજ ઠીક છે.

સુલોચના—પ્રાણનાથ; આપને જાઓ કહેતાં મારી જીભ ઉપડતી નથી.

ઇંદ્રજીત—પ્રિય પત્ની, આજ છેવટનો લાભ સમજવો: કેમકે; રાજાને યુદ્ધરૂપી મોટી ઘાત છે અને તેમાંથી બચી જીવતા આવવું એ ઘણું કઠણ છે.

સુલોચના—પ્રિય પતિ એમ અપશુકન શું બોલો છો? સર્વ રૂડાવાનાં થશે.

ઇંદ્રજીત—પ્રિયા, એ સર્વ ખરૂ, પણ માણસે સારૂ થવાની આશા થોડી રાખી પ્રથમ માઠુંજ ધારવું કારણ એ સૌ વાત ઈશ્વર આધિન છે.

સુલોચના—(પ્રેમથી) પ્રિયપતિ આ દાશીની સંભાળ લેવા જલદી પધારજો.

ઇંદ્રજીત—પ્રિયા આમ બોલવું તને ઘટીત નથી. તારો ને મારો જીવ કાંઈ જુદો નથી પણ દેહજ માત્ર જુદો છે.

સુલોચના—પ્રાણનાથ દાસીની વીનંતી ભુલશો માં. પધારો શત્રુનો નાશ કરી જલદી પાછા ફરો.

ઇંદ્રજીત—પ્રિયા રજા માગુછું (જાય છે)

સુલોચના—દાસી સુવૃતા, પતિના વિયોગથી હું કેમ કરી દીવસ ગત કરીશ!

દાસી—બાઈ સાહેબ, ધીરજ રાખે સર્વ રૂડાં ફળ નિ-પજશે.

સુલોચના—દાસી, ચાલ સાસુ પાસે જઈ કાળ ગમન કરીશું.

દાસી—જેવી આજ્ઞા.

(સર્વે જાય છે)

## अंक बीजो समाप्त.



# अंक त्रीजो.

## प्रवेश पेहेलो.

સ્થળ

રામચંદ્રની લશ્કર છાવણી.

પાત્ર.

રામ લક્ષમણ હનમાન અંગદ નળ નીળ ઈત્યાદી

રામ—ભાઈ લક્ષ્મણ, દુષ્ટ કુંભકરણનો નાશ થયો તેથી થોડીક નીરાંત થઇ ખરી.

લક્ષ્મણ—મહારાજ એના મરવાથી સૌ સેનામાં ત્રાસ પડી ગયો છે.

રામ—બંધુ એ સઘળુ ખરૂ, પણ એ દુષ્ટ રાવણ હજી જંપવાનો નથી માટે આપણે સાવધ રહેવું જોઇએ.

લક્ષ્મણ—પ્રભુ એ વીશે આપે કાંઈ કાળજી કરવી નહીં આપણા સૈન્યમાં અધ્યક્ષ મહાવીર હનમાન છે એટલે કાંઈ હરકત પડનાર નથી.

હનમાન—મહારાજ જ્યાં સુધી આ સેવકનો દેહ છે ત્યાં સુધી આપે લેશ માત્ર પણ કાળજી રાખવી નહીં. આપના પ્રતાપથી એ દુષ્ટનો ઝટ નાશ થશે.

રામ—હનમાન સૌ પોતપોતાના પાપથી મરાય છે મારે કાંઈ નથી.

(પડદામાં.)

અરે દુષ્ટ હુંશીયાર રેજે આજ તારો ઝટ નાશ થશે.

રામ—(વિસ્મય પામી) બંધુ લક્ષ્મણ, શત્રુનું સૈન્ય આવતું હોય એમ લાગે છે માટે સર્વે સજ થવું.

સર્વે—મહારાજ, અમે તયાર છીયે.

(સૈન્ય સહીત ઈંદ્રજીત પ્રવેશ કરેછે)

ઈંદ્રજીત—અલ્યારામ આજ તારો અંત આવ્યો હોય એમ જણાય છે.

રામ—દુષ્ટ ગર્વ કરીશમાં.

ઈંદ્રજીત—અરે પાપી તેં મારા કાકાને મારી નાંખ્યો છે. પણ હજુ તેં મારો હાથ જોયો નથી.

રામ—અરે દુષ્ટ ચાલ સત્વર તયાર થા.

ઈંદ્રજીત—અલ્યા રામ, તું મને જીતી શકવાનો નથી માટે યુદ્ધની વાત તજી મારા પીતાને શરણે જા.

રામ—અલ્યા પાપી શું તુ આટલો બધો ગર્વ ધરાવે છે કે? આવ સામો.

લક્ષ્મણ—મહારાજ આપ વિરામ લો, હું એની સાથે યુદ્ધ કરૂં છું.

રામ—લક્ષ્મણ એમ કરવું વડીલને યોગ્ય નહીં. માટે તું બેસ.

ઈંદ્રજીત—અલ્યા ચંડાળો તમે કેમ વાર કરોછો? ચાલો લઢવા સત્વર તયાર થાઓ.

લક્ષ્મણ—અલ્યા દુષ્ટ દૈત્ય તૂં અભિમાન કરીશ નહીં. ગર્વ પ્રભુને વાહાલો નથી.

ઈંદ્રજીત—અરે! હું તારા પ્રભુને કાંઈ ઓળખતો નથી. આ જગતમાં રાવણ શિવાય અમે કોઈને ગણ-તાજ નથી.

લક્ષ્મણ—અલ્યા અસુર તું ગર્વમાં અન્તે માર્યો જઈશ.

ઈંદ્રજીત—દુષ્ટ નકામો વાદવીવાદ કરીશ નહી પણ સંભાળજે. (એમ કહી શસ્ત્ર ફેંકે છે)

લક્ષ્મણ—અલ્યા તારાથી કાંઈ થવાનું નથી.

(બંનેનું યુદ્ધ થાય છે)

ઈંદ્રજીત—અલ્યા પાપી, મેં અત્યાર સુધી તો તને માત્ર રમત કરાવી છે પણ હવે સંભાળજે—

ભુજંગી છંદ.

અરે દુષ્ટ આ શાંગ છે શીવની તે,
નકી મુકતાં પ્રાણ તારા હરેરે;
પછી ભાર શા રામના ને કપીના,
કરૂં સર્વનો નાશ ધારી મૂકી આ. ૧

(લક્ષ્મણ મુર્છા ખાઈ જમીનપર પડે છે)

ઈંદ્રજીત—સૈન્યાધ્યક્ષ, હવે પાછા ફરો. આ શુભ વૃતાન્ત મારા પીતાને કહી હર્ષ પમાડું.

સેનાપતિ—મહારાજ, આપણું સૈન્ય થાકેલું છે માટે થોડીવાર વિરામ લઇને જઇએ.

ઈંદ્રજીત—અરે આ વખત વિરામ હોયકે ? જલદી તયારી કરો.

સેનાપતિ—જેવી આજ્ઞા.

(ઈંદ્રજીત સૈન્યસહ જાય છે)

રામ—અરે મારા પ્રીય બન્ધુ લક્ષ્મણ, તારી આ દશા જોઈ મને ઘણોજ ખેદ થાય છે. હે બન્ધુ ! જો મને પેહેલેથી ખબર હોત તો તને કદી લઢવા દેત નહીં. હાય હાય ! હવે શું થશે ! ! અરે પ્રથમ હુંજ કાં ન મુઓ કે આ દુઃખ જોઈ બળત નહીં. ઓ મારા બન્ધુ લક્ષ્મણ ! !

લલિત છંદ.

કમળ કાળજુ કોરીને ગયો, ઘડીક એકમાં ફેર શો થયો;
ધીરજ શી ધરૂં તાહરા વિના,દુખરૂપી શરો મારીયા તીના.૧
ભરતને મુકી તુજને લીધો, પણ વિચાર મેં કાંઈના કીધો;

અવધપુરમાં શી રીતે જઉં, સરવ પુછશે વીર શું કહું. ૨
વચન માહરાં તેં કદ્યાં કર્યાં, વિસરશે ક્યમે દુઃખ સૌ ધર્યાં;
અરજ ના સુણી દુઃખ તે મને, પરમ પ્યારથી ઉછર્યા કને. ૩
વિપત પાડી તેં શી રીતે પળું. ક્યમ કરી હવે તુજને મળું;
વિસરશે નહીં ગુણ તાહરા, અરર શું થયું બંધુ માહરા. ૪

હે બન્ધુ તું હયાત હોત તો અનેક સિતાને મેળવત. પણ તુંજવિના સર્વ ધીકતા અંગારા સમાન સમજુછું. ભાઈ તેં મારી સાથે બાર વરસ ફરી અત્યન્ત દુઃખ સહન કર્યું છે. તેનો બદલો શું આજ મળ્યો કે? હે વિરા! આ દુખી રામની દયા આણી સાવધ થાઓરે!!

હનમાન—મહારાજ આપ સર્વ વાતે જાણુ છતાં આમ કલહ કરો એ ઠીક નહીં માટે લક્ષ્મણને મુર્છીત અવસ્થામાંથી જાગૃત કરવા કાંઈ ઉપાય થાય તો ઠીક.

રામ—અરે મને કાંઈ સુઝ પડતી નથી કે શો ઉપાય કરવો?

જાંબુવાન—મહારાજ દ્રોણાચળ પર્વત ઉપર એક વનસ્પતિ છે તે જો કાલે પ્રાતઃકાળ થતાસુધી અહીં આવે તો લક્ષ્મણજી જાગૃત થાય.

રામ—હાય હાય! એટલે દુર કોણ જાય કે મારા ભાઈનો જીવ ઉગરે બન્ધુ લક્ષ્મણ, આ દુષ્ટ રામ તરફથી તને કાંઈ સુખ મળ્યું નથી!

(વિલાપ કરેછે)

હનમાન—મહારાજ આ દાસ જવાને તૈયાર છે.

રામ—હનમાનજી, આજની રાતમાં તમે શી રીતે આવશો?

હનમાન—મહારાજ, એ સૌ આપની કૃપા વડેજ. મારામાં કાંઈ શક્તિ નથી.

રામ—હનમાન જાઓ જલદી આવજો. નહીંતો લક્ષ્મણ બચવો કઠણ છે.

હનમાન—જેવી મહારાજની આજ્ઞા. (જાય છે)

રામ—હે બન્ધુ ! આ રામને તારારૂપી ઘણો કારી ઘા લાગ્યો છે

અંગદ—મહારાજ આપના બન્ધુ કાલ સવારે જાગૃત થશે માટે કાંઈ ચિંતા કરશોમાં.

રામ—અંગદ મારા પ્રિય બન્ધુ લક્ષ્મણને આપણી છાવણી તરફ ઉચકી લો.

અંગદ—જેવી આજ્ઞા. (ઉચકી લેછે)

(સર્વે જાય છે)

પ્રવેશ ૧ સમાપ્ત.

# प्रवेश २ जो.

સ્થળ.

દ્રોણાચળ પરવત.

હનમાન—હે ગિરિવર જગતકર્તા પ્રભુ રામચંદ્રના બંધુ લક્ષ્મણજી મૂર્છીત અવસ્થામાં પડયાછે માટે કૃપા કરી મૃતસંજીવની વનસ્પતી આપ.

પર્વત—મારે કાંઈ ગરજ નથી.

હનમાન—અલ્યા, તું મને ઓળખે છેકે ?

પર્વત—ભાઈ મારે ઓળખીને શું કામ છે?

હનમાન—અલ્યા ભાઈ નકામો વાદવીવાદ ન કરતાં કૃપા કરીને આપ કેમકે પ્રાતઃકાળ થતા સુધીમાં આ વનસ્પતિ હું નહીં લેઈ જાઊં તો લક્ષ્મણ મૂરછાથી ઉઠનાર નથી.

અને પ્રભુ રામચંદ્ર પોતાના બન્ધુના શોકમાં દેહ ક્ષીણ કરી નાંખશે.

પર્વત—ભાઇ તું કોણ છે ?

હનમાન—હું રામનો શેવક હનમાન છું.

પર્વત—ઠીક. પણ હું કાંઈ આપનાર નથી.

હનમાન—(ક્રોધથી) અરે દુષ્ટ તને પણ ગર્વ થયો કે? અલ્યા તું આ હનમાનના બળથી અજાણ્યો છે. સાંભળ.

**ઉપેંદ્ર જાતી.**

ગર્વી જનોનો બહુ નાશ કીધો,
પ્રભૂ કૃપાથી બહું લાભ લીધો;
કદાપી જો ગર્વ દીસે ભરાયો,
તો જાણુજે ઘાટ નકી ઘડાયો.

પર્વત—ભાઈ તું તારે ગમે તેમ કર પણ હું તને વનસ્પતિ આપનાર નથી.

હનમાન—અલ્યા જો મારૂં સામર્થ.

(પર્વત ઉપાડી ચાલવા માંડે છે)

પર્વત—મહારાજ મારો અપરાધ ક્ષમા કરો. મેં મારા ગર્વમાં તમને ઓળખ્યા નહીં એ મારી મોટી ભુલ છે.

હનમાન—હવે તારૂં કાંઈ સાંભળનાર નથી.

(પર્વત ઉપાડી આકાશ માર્ગે જાય છે)

(પડદામાં)

અરે દુષ્ટ રાક્ષસ આજ તારો નાશ કરૂં છું.

હનમાન—(આશ્ચર્ય પામીને) અરે! વળી કંઈ વિઘ્ન આવ્યું હોય એમ લાગે છે. હશે પ્રભુની ઇચ્છા પ્રમાણે જે થવાનું હશે તે થશે.

(ભરત પ્રવેશ કરે છે)

ભરત—અરે! આ જંગલમાંથી કોઈ રાક્ષસ પર્વત

ઉપાડી મારા પ્રિય બંધુ રામ લક્ષ્મણને પીડા ઉપજાવવા જતો હશે માટે એને પ્રથમથીજ ઠેર કરી નાખું.

(બાણ મારે છે.)

(વાગવાથી પર્વતસહ હનમાન જમીનપર પડે છે)

ભરત—અરરર ! આતો મહા ખોટું કામ થયું ? રામચંદ્રના પુર્ણ ભક્ત હનમાનજીને મેં ન ઓળખતાં બાણ માર્યું. આ શી મુર્ખાઈ ! !

(પાસે જઈ હનમાનને) મહારાજ સાવધ થાઓ.

હનમાન—(સાવધ થઈને) ભરતજી અત્રે આપ ક્યાંથી પધાર્યા ?

ભરત—(પગે પડી) મારૂતી, મેં આપને રાક્ષસ જાણીને બાણ માર્યું છે તે અપરાધ ક્ષમા કરજો.

હનમાન—મહારાજ, આમ બોલવું ઘટતું નથી. હું તમારા સર્વેનો દાસ છું.

ભરત—મારૂતી, રામ લક્ષ્મણ ક્યાં છે, અને આ પરવત શા કાર્યસર લેઈ જાઓછો ?

હનમાન—મહારાજ, પ્રભુ રામચંદ્રજીને રાવણના બાન્ધુ કુંભકરણ સાથે ઘણા દીવસ યુદ્ધ કરવું પડયું. અને અન્તે એ દુષ્ટનો નાશ થયો.

ભરત—વારૂ પછી શું થયું ?

હનમાન—પછી ઈંદ્રજીત લડવા આવ્યો અને તેણેજ આપના બંધુ લક્ષ્મણને – (બોલતાં અચકે છે)

ભરત—મહારાજ આગળની સર્વ હકીકત કહો.

હનમાન—લક્ષ્મણને મુરછા પમાડી છે. અને તેમને જાગૃત કરવા સારૂં વનસ્પતિ લેવા દ્રોણાચળ ઉપર ગયેલો. પણ આ દુષ્ટે પોતાના ગર્વમાં કાંઈ માન્યુ નહીં તેથી એનેજ લેઈ છાવણી તરફ જાઉછું

ભરત—હાય હાય, શું લક્ષ્મણને મુરછા આવી છે? હવે શું કરીશું વારૂ મહારાજ પ્રભુ રામચંદ્રપણ ત્યાં છે કે?

હનમાન—હા તેઓ પણ ત્યાંજ છે.

ભરત—ચાલો હું પણ ત્યાં આવું છું. પ્રિય બંધુનાં દર્શણ કરી પવિત્રતો થાઊં.

હનમાન—જેવી ઇચ્છા

(બંને જાય છે.)

પ્રવેશ ૨ સમાપ્ત.

---

# પ્રવેશ ત્રીજો.

સ્થળ

છાવણી.

પાત્ર.

રામ લક્ષ્મણ, સરવે કપી સૈન્ય ઇત્યાદી.

રામ—અંગદ આજ પ્રાતઃકાળ થવા આવ્યો પણ હનમાનજી આવ્યા નહીં માટે તેમને કાંઇ વિઘ્ન નડ્યું હશે કે? અરેરે! હવે મારો બંધુ જીવત થવાની આશા વ્યર્થ છે.

અંગદ—મહારાજ આપના પ્રતાપથી વિઘ્નતો દુર થયાં હશે, પરન્તુ દ્રોણાચળ પરવત અહીંથી ઘણો દૂર છે તેથી વાર લાગી. તો પણ આજતો આવવા જોઇએ. કદાપી થોડી વારમાં નહીં આવે તો ફરીથી હું જઇશ.

રામ—અરે ભાઈ? પોહોર દીવસ ચઢશે એટલે લક્ષ્મણ કદી ઉઠનાર નથી. હે વીરા લક્ષ્મણ! આ રામ ઉપર આટલો બધો કોપ શું કરવા કરે છે?

(હનમાન તથા ભરત પ્રવેશ કરેછે)

હનમાન - (પગે પડીને) મહારાજનો સદા જય થજો.

રામ—હનમાનજી, તમે વનસ્પતી લાવ્યા ?

હનમાન—મહારાજ આખો પરવત ઉપાડી લાવ્યો છું તેમાંથી જે ઔષધી ખપમાં આવશે તે કામે લગાડીશું.

ભરત—વડીલ બંધુ રામચંદ્રનો જય જય કાર થજો.

રામ—ભરત તું ક્યાંથી આવ્યો ?

ભરત—મહારાજ, આપના વનવાસ ગયા પછી હું પણ આપના વિયોગ દુઃખથી સરવ રાજપાટ તજી અરણ્યવાસ કરી આપની શોધમાં સ્વદેહે ફર્યા કરૂછું.

રામ ભાઈ, તું રાજ્ય છોડી આવું કઈ શું કરવા વેઠે છે ?

ભરત—મહારાજ પ્રથમ લક્ષ્મણને મુર્છાથી ઉઠાડો પછી નચીંતપણે વાત કરીશું.

રામ—ઠીક છે. જાંબુવાન, આ પરવત ઉપરથી જે ઔષધી ઉપયોગમાં આવે તે લેઈ લક્ષ્મણને ઉઠાડો.

જાંબુવાન—જેવી મહારાજની આગ્ના.

(વનસ્પતી સુંઘાડે છે.)

(લક્ષ્મણ મુર્છીત અવસ્થામાંથી જાગૃત થાય છે.)

ભરત—બંધુ લક્ષમણ, તારી માઠી દશા જોઈ અમને ઘણોજ ખેદ થયો હતો.

લક્ષ્મણ—હોય, માણસ માત્રને સુખ દુઃખ તો ચાલ્યું જાય છે. કોઈ દીવસે હાથી ઉપર બેશીયે તો કદી પગે પણ ચાલવું પડે. જે થવાકાળ હોય તે થએ જાય છે.

રામ—લક્ષ્મણ પ્રથમની તારી મુર્છીત અવસ્થા જોઈ મને અતિશય ખેદ થયો હતો.

લક્ષ્મણ—મહારાજ હું શી રીતે જાગૃત થયો તે

જાણવાની ઇચ્છા રાખુછું.

રામ—ભાઈ દ્રોણાચળ પરવત ઉપર એક જાતની ઓષધી હતી તે મંગાવી તને સુંઘાડી તેથી તું જાગૃત થયો.

લક્ષ્મણ—(હર્ષથી) મહારાજ, આપે મારા ઉપર મોટી કૃપા કરી.

રામ—એ સરવ પ્રતાપ હનમાન વીરનો છે મારે કાંઈ નથી.

હનમાન—રઘુવીર, સેવકે કાંઈ કૃત્ય કર્યું હોય તો પણ તેતો યશ અધ્યક્ષનેજ છે.

રામ—ભરત તું શા કાર્યસર અહીં આવ્યોછું ?

ભરત—મહારાજ, હું વનમાં ભટકતો હતો એટલામાં હનમાનજી પરવત લેઈ અદ્ધર માર્ગે જતા હશે.

રામ—પછી શું થયું ?

ભરત—પછી તેમને મેં રાક્ષસ જાણી બાણ માર્યું તે વાગતાંજ પોતે મુર્છા ખાઈ જમીનપર પડયા. પછી તેમને સાવધ કરી સરવે હકીકત પુછીજોતાં એમ જણાયું કે પ્રિય બન્ધુ લક્ષ્મણ મુર્છીત અવસ્થામાં પડયા છે, તે સાંભળી અત્રે આવ્યોછું.

રામ—ભાઈ, તું નગરમાં જઈ સુખેથી રાજ્ય કર.

ભરત—વડીલ, તમવિના સરવ રાજ્યપાટ ધુળ સમાન લાગે છે. આપ વનવાસ વેઠો ને હું રાજ્ય ભોગવું એ યોગ્યકે ? હું પણ આપની સેવામાં તત્પર રહી અરણ્યમાં ફરીશ.

રામ—ભાઈ, જ્યાંસુધી કર્મમાં દુખ લખ્યું હશે ત્યાં સુધી અમારે ભટકવું પડશે. પણ તારે આ અવસર હઠ લેવાનો નથી. તું જઇને સુખે રાજ્ય કર. અમો થોડા દીવસે નગરમાં આવીશું.

ભરત—વડીલ બંધુ, આપ ક્યારે પધારશો ?

રામ—સાંભળ.

### દિંડી.

કરી નાશ અરિ લાવું જાનકીને.
એય રાજ્ય સોંપું વળી કો બીજાને;
વાત સત્ય ગણી સુણો એક ચિત્તે,
સરવ વિજય કરી આવું હું ખચિત્તે.

ભરત—મહારાજ, તમને મુકીને જવા મારા ચરણ ચાલતા નથી. પણ શું કરૂં ? આપનું વચન અમાન્ય કરી શકતો નથી.

રામ—ભરત સાવચેતીથી જજો. કેમકે રસ્તામાં દુષ્ટ રાક્ષસ લોકોનું પ્રબળ વિશેષ છે.

ભરત—મહારાજ રઘુનાથજીના પ્રતાપથી લેશ માત્ર પણ ઈજા થનાર નથી.

રામ—બંધુ ભરત, કહેલી વાત વિસારવી નહીં.

ભરત—વડીલબંધુ રામચંદ્ર, તમારી આજ્ઞાનું ઉલંઘન કરવા મારામાં શક્તિ નથી.

રામ—ભરત હવે વાર કરશોમાં હાલ સાંજ પડવાની વખત થઈ છે. માટે હુંશીયારીથી જવું.

ભરત—જેવી આજ્ઞા. (જાયછે)

રામ—લક્ષ્મણ સર્વે ચાલો વિશ્રાંતિ લઈયેં.

સર્વે—જેવી પ્રભુની આજ્ઞા.

સર્વે જાય છે)

(પડદો પડયો)

## अंक त्रीजो समाप्त.



# अंक चोथो.

# प्रवेश पेहेलो.

સ્થળ.

રાવણનો દરબાર.

પાત્ર.

**રાવણ, પ્રધાન, સેવકો ઈત્યાદી.**

રાવણ—સુગ્ન પ્રધાન, રણ વૃતાંત કાંઈ આવ્યો કે?

પ્રધાન—ના, મહારાજ. આજ સુધીનો કાંઇ સમાચાર આવ્યા નથી.

રાવણ—પ્રધાન, મારા મનમાં અનેક પ્રકારના માઠા વિચાર થાય છે.

પ્રધાન—રાજાધિરાજ આપ નચિંત રહો.

(ઈંદ્રજીત પ્રવેશ કરેછે.)

ઈંદ્રજીત—પીતાનો સદાકાળ જય થાઓ.

રાવણ—પ્રિયપુત્ર, આજ તારૂ મુખ જોઈ અતિ આનંદ થયો છે. વારૂ યુદ્ધના શા સમાચાર છે. ?

ઈંદ્રજીત—રણમાં ચાર દીવસ સુધી દારૂણ યુધ્ધ ચાલ્યું.

રાવણ—પછી શું થયું ?

ઈંદ્રજીત—ત્યાં લક્ષ્મણને મૂરછા પમાડી શુભ સમાચાર કહેવા આપની પાસે આવ્યો છું.

રાવણ—(હર્ષથી) પૂત્ર ઈંદ્રજીત, તેં આ રાવણના કુળમાં જન્મ ધરી જે યશ મેળવ્યો છે તેથી હું ઘણોજ સંતુષ્ટ છું વાહ! શાં વખાણ કરૂં. પુત્ર આજથી તારા ઉપર મારી અત્યંત પ્રિતિ સમજવી.

ઇંદ્રજીત—પીતાજી, એ સર્વ આપનો પ્રતાપ ચીરણ જીવીને કાંઇ નથી.

રાવણ—પુત્ર, જ્યાં લગણ દુષ્ટ રામચંદ્રનો નાશ થયો નથી ત્યાં લગણ મારૂં પરાક્રમ વૃથા સમજવું.

ઈંદ્રજીત—પીતાજી જો હું આપનો ખરોજ પુત્ર હુઇશ તો રામ લક્ષમણનો સૈન્ય સહ નાશ કરી કાકાનું વેર લેઈશ. નહીતો મને કોઇ અન્ય પૂરૂશના વીર્યથી ઉતપન થએલો સમજવો.

રાવણ—અરે એમ બોલીશ નહીં, તું મારો ખરોજ પુત્ર છે. તારા પરાક્રમથી ઈંદ્રાદી દેવલોક પણ થરથર કાંપેછે.

ઇંદ્રજીત--પીતાજી તમારા આગળ હું કાંઇ નથી.

રાવણ—પ્રિય પુત્ર થોડા દીવસ વિરામ લેઇને ફરી શત્રુનો નાશ કરવા વીશેની કાળજી રાખવી.

ઈંદ્રજીત—પીતાજી, હું કદી વિસરનાર નથી.

રાવણ—પ્રધાન આપણું સર્વ સૈન્ય તૈયાર કરી ઈંદ્રજીત જોડે મોકલવા ભુલશો માં.

પ્રધાન—જેવી માહારાજની આજ્ઞા.

રાવણ--પુત્ર હવે તને વિશેષ કેહેવામાં કાંઈ હાંસલ નથી.

ઈંદ્રજીત—પીતાજી આપના બોલવાનો સર્વ ભાવાર્થ સારી રીતે સમજ્યો છું. આપ નચીંત રહો.

પ્રધાન—ઈંદ્રજીત તમારા પરાક્રમનો પાર નથી.

ઈંદ્રજીત--પીતા પરમ દીવસે યુદ્ધમાં જવાની તયારી કરીશ.

રાવણ—હે સૂત, તને રજા આપતાં મારો જીવ ચાલતો નથી પણ શું કરૂં, આ સમે તારા વીના બીજા કોઇનો આધાર નથી.

ઈંદ્રજીત--પીતાજી મારી લેશમાત્ર પણ ફીકર કરશો નહીં.

રાવણ--પ્રધાન, સર્વ સેનાનો યોગ્ય બંદોબસ્ત રાખવો.

પ્રધાન—જેવી આજ્ઞા.

રાવણ--પુત્ર રણમાં જતી વખતે મળીને જવું.

ઈંદ્રજીત--જેમ પીતાજીની આજ્ઞા.

રાવણ—પ્રધાન, તમે તમારે કામે વળગો.

પ્રધાન—જેમ આજ્ઞા. (જાય છે)

ઇંદ્રજીત—પીતાજી આજ્ઞા લઉછું.

રાવણ--બેટા, જલદી શત્રુનો નાશ કરી વહેલા પધારવું

ઇંદ્રજીત—પીતાની આશિષ માન્ય કરૂછું. (જાય છે)

રાવણ--હું પણ થોડીવાર વિરામ લઉ. (જાય છે)

(પડદો પડયો)

પ્રવેશ ૧ સમાપ્ત.

## પ્રવેશ ૨ જો.

સ્થળ રણક્ષેત્ર.

પાત્ર.

**રામ, લક્ષમણ, હનમાન, નળ, નીળ ઇત્યાદી.**

લક્ષમણ--પ્રભુ, આ વખતે યુદ્ધમાં શી રીતે ગોઠવણ કરવી છે ?

રામ—બંધુ હવે અગ્રેસર હું થઈશ કેમકે વારંવાર તને કષ્ટ આપવું એ મને યોગ્ય નહીં.

લક્ષ્મણ—મહારાજ, આપે વનવાસમાં ઘણો શ્રમ વેઠયો છે. તેમજ વળી કુંભકર્ણ વીગેરેને મારવામાં આપ ઘણા શ્રમીત થયા છો; માટે આ ટાણે હું યુદ્ધ કરીશ.

રામ—લક્ષ્મણ હું તને આજ્ઞા આપી શકતો નથી.

લક્ષ્મણ—મહારાજ મારા વીશે કાંઈ અંદેસો લાવશોમાં. આપના પ્રતાપથી આ વખતે ખચિત દુષ્ટનો નાશ કરીશ.

રામ—ભાઈ તારૂં વચન લોપી શકતો નથી.

લક્ષ્મણ—મહારાજ હનમાનજીને ખબર કરો કે સજ થાય.

રામ—હનમાન, સર્વ દૈત્ય સૈન્યમાં તમારે અગ્રજ રહી યુદ્ધ કરવું ને ઈંદ્રજીત સાથે લક્ષ્મણ લડશે.

હનમાન—જેવી પ્રભુની આજ્ઞા.

(પડદામાં)

અરે વાંદરાઓ સાવધ રેહેજો.

રામ—(વિસ્મય પામી) લક્ષ્મણ, આ અશ્વદળની રજ ઉડી રહી છે તેથી એમ જણાય છે કે દુષ્ટ ઈંદ્રજીત ચડી આવ્યો હોય માટે સઉ સાવધ રહો.

સર્વે—મહારાજની આજ્ઞા મુજબ તૈયાર છીયે.

(સૈન્ય સહ ઈંદ્રજીત પ્રવેશ કરે છે.)

ઈંદ્રજીત—અલ્યા, દુષ્ટ તું ફરી જીવતો થયો કે?

લક્ષ્મણ—અલ્યા ગર્વ કરીશમાં.

ઈંદ્રજીત—અરે દુષ્ટ હું તારાથી કાંઇ ડરતો નથી. આ વખતે તારો સૈન્ય સહ નાશ ન કરૂં તો ઈંદ્રજીત નામ ધારણ કરૂં નહીં.

રામ—રાવણ સુત આ પ્રમાણે મિથ્યા ભાષણ કરે શું થવાનું છે?

લક્ષમણ—બંધુ મને આજ્ઞા આપો.

રામ—વીરા, તું એકલો કેમ કરી યુદ્ધ કરીશ?

લક્ષમણ—મહારાજ આપની કૃપાથી સૌ રૂડાં વાનાં થશે.

રામ—ભાઇ તારો જય થાઓ.

ઇંદ્રજીત—અલ્યા દુષ્ટો તમે કેમ વાર લગાડો છો? ચાલો જલદી લઢવા સજ થાઓ.

લક્ષમણ—અરે પાપી અસુર શું તને પણ ગર્વ થયો કે? આજ તારો ઝટપટ નાશ થશે.

ઇંદ્રજીત—(હસીને) જેમ એક અજ સીંહ આગળ પોતાના બળ વીશે પરાક્રમની વાત કરે પરંતુ આખરે પોતેજ નાશ પામે છે. તેમ મારે મન તું એક તૃણવતછે.

લક્ષમણ—(ક્રોધથી) અલ્યા ચંડાળ, ચાલ સામો થા.

ઇંદ્રિજીત—અલ્યા લક્ષમણ મેં તને એક વાર મુરછા પમાડી હતી તે શુ ભુલી ગયો કે? જો મારૂં પરાક્રમ.

(બાણ મારે છે)

લક્ષમણ—અરે દુષ્ટ રાક્ષસ, શું આજ તારૂં શૂરત્વકે? પણ હવે મારો હાથ જોજે. (બાણ મારે છે)

(બંનેનું યુદ્ધ થાય છે)

રામ—હનમાન શત્રુના સર્વ સૈન્યનો તમે સંહાર કરો.

હનમાન—જેવી આજ્ઞા.

(બંન્ને સૈન્યનું પરસ્પર યુદ્ધ થાય છે)

ઇંદ્રજીત—અલ્યા લક્ષમણ તું તારા હાથે કેમ મોત માગે છે?

લક્ષ્મણ—(ક્રોધથી) અરે દુષ્ટ રાવણની સમૃદ્ધિનો ગર્વ ધરનાર આજ તારો નાશ કરૂં નહીં તો મારૂં નામ લક્ષ્મણ વ્યર્થ સમજવું.

(બન્નેનું દારૂણ યુદ્ધ થાય છે)

ઇંદ્રજીત—લક્ષ્મણ તારાથી આ ઇંદ્રજીતને લેશમાત્ર પણ ઈજા થવાની નથી.

લક્ષ્મણ—અલ્યા અત્યારસુધી તને રમત કરાવી પણ હવે આ રામ સેવકનો ઝપાટો જો.

(રામનું ધ્યાન ધરી બાણ મારે છે)

(ઇંદ્રજીતનું શીર ધડથી જુદું થઈ જમીનપર પડે છે.)

સર્વે સેના—મહારાજ પ્રભુ રામચંદ્રનો સદા જય જયકાર થજો.

રામ—એ સઘળું તમારા વડે છે.

(સર્વ દેવ આકાશ માર્ગે પુષ્પ વૃષ્ટી કરીને)

દોહરો.

નાશ થયો રાવણ સુતાં સૌને હર્ષ અપાર,
શત્રુ સન્મુખ રામનો થાઓ સદા જયકાર.

રામ—હનમાનજી આ દુષ્ટને ઉચકી છાવણી તરફ ચાલો.

હનમાન—જેવી આજ્ઞા. (ઇંદ્રજીતને ઉચકી) મહારાજ આંનો એક હસ્ત જણાતો નથી તે ક્યાં ગયો હશે ?

રામ—હનમાન એ સૌ પાછળથી સમજાશે.

(સર્વે જાય છે)

પ્રવેશ ૨ સમાપ્ત.

———o———

# પ્રવેશ ૩ જો.

## સ્થળ.

## સુલોચનાનું એકાન્ત ગૃહ.

## પાત્ર.

## સુલોચના તથા દાસી.

સુલોચના—સુવૃતા, પ્રાણનાથનો કાંઈ નિરોપ આવ્યો નથી તેથી મારા મનમાં અનેક પ્રકારના માઠા વિચારો થયા કરે છે.

દાસી—બાઈ તમે આમ શું બોલો છો ?

સુલોચના—સુવૃતા, કાલ રાત્રે મને ઘણુંજ ખરાબ સ્વપ્ન આવ્યું હતું માટે મારા મનમાં ચિંતા થાય છે કે પ્રાણનાથની શી દશા હશે ?

દાસી—બાઈ સબુરીથી સુખ થશે.

સુલોચના—અરે પ્રાણનાથવિના ધીરજ કેમ રહે વારૂ ?

(ઈંદ્રજીતનો હાથ અદ્ધરથી પડે છે.)

સુલોચના—(આશ્ચર્ય પામી) અરે ! આ હસ્ત કોનો હશે ?

દાસી—બાઈ આપે તપાસ કરવો.

સુલોચના—(નિહાળી જોઈ) હાય હાય ! આ હસ્તતો પ્રાણનાથનોજ છે. હે પ્રાણનાથ આ શો ચમત્કાર ! આ હાથ જોઈને મને ધીરજ રહેતી નથી.

દાસી—સુનયના, આમ ગાંડાઈ શું કહાડોછો ?

સુલોચના—અરે ! હવે કયમ ધીરજ રહે ! પ્રાણનાથ આ અભાગ્યણીની જરાપણ દયા ન આણતાં આ શું કરી બેઠા ! પ્રિય પતી મેં આ સંસારમાં જન્મ ધરી કાંઈ સુખ દીઠું નથી અને અંતે દુઃખસાગરમાં પડીરે ! !

(વિલાપ કરે છે.

દાસી—બાઈ આમ રૂદન કરો એ ઠીક નહીં.

સુલોચના—(રડીને) પ્રાણનાથ જો હું ખરી સાધ્વી હોઉ તો તમને રણક્ષેત્રમાં શાં શાં સંકટ પડયાં તે લખી જણાવો. હાય હાય ! પ્રાણનાથ તમવિના આ વિરહ દુઃખ શી રીતે સહન કરીશ. પ્રિય પતી, તમારા વિયોગ દુખથી મારો કાળ કયમ કરી જશે ! ! દાસી તું લેખણ ખડીયો લઈ આવી આ હસ્ત સમીપે મુંક.

દાસી—જેવી આજ્ઞા-(ખડીયો લેખણ મુકે છે)

(હાથ પોતાની સર્વ હકીકત લખે છે.)

સુલોચના—(વાંચે છે)

રાગ ગરબીની ચાલથી.

(પડવાની પણ પ્રીત એ ચાલે)

સુણ કષ્ટ તણી મુજ વાત માની ખરી પ્યારી,
ગયો સૈન સજી રણ માંય યુદ્ધ કર્યું ભારી;
બહુ દીન વઢયો હું જ્યારે સૈન્ય સૌ નાશ થયું,
કર્યો મુર્છીત લક્ષમણવીર બરદ મુજ તાત રહ્યું.
આ વીજય વૃતાન્ત લઈ પીતાની પાસ ગયો,
મુજ તાત પાસ બહુ દીન પ્રીય થઇને હું રહયો;
ફરી તેણે આજ્ઞા દીધી શત્રુપર ચઢવાને,
મુજ પરાકરમની વાત ગમી અતીશે તેને.
બહુ દીન યુદ્ધ મેં કર્યું શુર લક્ષમણ સાથે,
પણ કાર્ય સફલ ના થયું મુઓ તેના હાથે;
સુણ સાધ્વી નાર સૌ સત્ય ગતિ કરો દહન દઈ,
મુજ શિશ રઘુવીર પાસ લાવજે માગી અહીં.

હે પ્રાણનાથ મને મારીને તમે રણમાં કેમ ન ગયા? હાય હાયરે !!

રાગ સીતાજીના મહીનાનો.

પ્રીય પ્રાણ થઈ તમ હાણ દશા હવે શી થશે.
મંદ ભાગ્યણીનાં સૌ કષ્ટ હવે કોણ કાપશે.
પ્રાણનાથ વિના આ જગત શૂન્યમય થઈ રહ્યું.
હતું શુરત્વ જે તમ પાસ તે સ્વર્ગે મળી ગયું.
પ્રીય રીસ ન કરશો લગાર દાશી છું તમ તણી,
વળી ભોગવવા સુખ આશ રાખીતી મને ઘણી.
પતી દુભવ્યા નથી કો દીન શેવ મેં ભાવે કરી.
આપી આજ્ઞા જવા રણમાંય ઉલટ બહુ મન ધરી.
રામ બંધુ વિના તમ મૃત્યુ અવરથી બને નહીં.
એમ ધાર્યું હતું જે મન ખરૂં તે ઠર્યું નહીં.
પ્રીય પતિ તમારા વિના સર્વ સુખ ધુળ જેવું છે.

**લલીત છંદ.**

પ્રિય પતી તમે ક્યાંહરે ગયા કદણ કાળજું શું કરી રહ્યા;
ચરર ચીતડું મારૂં બળે. અરર હે પતી મારી શી વલે. ૧
તમ વિના મને કોણ આશરો. સુખદ સર્વથા નાથ પાસહો;
સુખ સહુ ગયું મારૂં કો નથી. ચરણ વંદીહું આવું જીવથી. ૨
વદત પ્યારમાં કોણ તું વીના. મધુર પ્રાણ પ્યા-રીસુલોચના,
નમન હું કરૂં જોડી હાથરે અરર હાયરે પ્રાણનાથરે. ૩

દાશી—બાઈ હવે શોક કરે કાંઈ દેખનાર નથી. આ દુનીયામાં સઉનો નાશ થનાર છે. માટે હવે શોક કરી શું કરવા દેહ ગાળો છો?

સુલોચના—હે પ્રિય ફરી તમારૂં દરશણ ક્યારે થશે? પ્રાણનાથ આ મંદ ભાગ્યણી ઉપર રીસ કરી આપ સ્વર્ગે ગયા. પણ મને વૈધવ્ય પ્રાપ્ત થયું એ દુખ કેમ સહન થશે? હે પીતા હું કોને શરણે જાઉરે !! પ્રાણનાથ તમારા કોમળ દેહથી શત્રુ સામુ શી રીતે યુદ્ધ થયું હશે? પ્રિયપતિ

આ પાપીણીને જોયતો સુખ અનુભવ કાંઈ મળ્યો નહીં અને ખરૂં સુખ ભોગવવાના દીવસ તજી આપ રણમાં ગયા ત્યાં તમારૂં એકાએક કેમ મૃત્યુ થયું. ઓ પ્રાણનાથ !

(મુરછા ખાય છે)

દાસી—બાઈ સાવધ થાઓ.

સુલોચના—સુવ્રતા, મારા દુઃખનો પાર નથી. કેમકે પ્રાણનાથ વિના આ રંડાપો વેઠી જીવવું તે કરતાં મરવું હજારઘણું સારૂં છે. માટે હું પતિનું શીશ લઈ બળી મરીશ.

દાસી—(રૂદન કરીને) સુનયના તમારાં વાક્ય સાંભળી મને ઘણું કષ્ટ થાય છે પણ મુઆ માણસ પાછળ જીવતાનો કાંઇ ઉપાય નથી.

સુલોચના - દાસી ચાલઆ. આ વૃતાંત રાજાને નિવેદન કરીયે.

દાસી—જેવી બાઇની ઇચ્છા.

સુલોચના—પ્રાણનાથ, તમેતો સ્વર્ગવાશી થયા પણ આ રાવણની ઘણી દુર્દશા થવાની છે, પ્રિય પતિ હવે શું કરૂં ??

(બંને જાય છે)

(પડદો પડયો)

પ્રવેશ ૩ સમાપ્ત.



# પ્રવેશ ચોથો.

સ્થળ.

એકાંત ગૃહ.

પાત્ર

રાવણ, મંદોદરી, દાસી ઈત્યાદી.

રાવણ--પ્રિયા, પુત્રને ગયે ઘણા દીવસ થયા પરંતુ કાંઈ ખબર આવી નહીં તેથી ચીંતા થાય છે.

મંદોદરી—પ્રાણનાથ મને પણ એમજ થાય છે.

રાવણ--પ્રીયા, ઈંદ્રજીત કોઈથી મરાનાર નથી.

મંદોદરી—પ્રાણનાથ એ સઘળું ખરૂં છે, પણ પ્રભુ રામચંદ્રનો પ્રતાપ ઘણો છે.

(પડદામાં)

(હે રાવણ! શોકનો અવસર નજીક આવ્યો છે.)

મંદોદરી—પ્રાણપતિ આ ભયંકર શબ્દ સાંભળી મારા જીવને ઘણોજ ખેદ થાય છે.

રાવણ--પ્રિયા. જ્યાં સુધી કાંઈ વસ્તુ પ્રત્યક્ષ જોઈ નથી ત્યાં સુધી અન્ય વિચાર કરી પશ્ચાતાપ કરવો નહીં.

મંદોદરી--પ્રાણનાથ એ સર્વે ખરૂં છે. પરંતુ આજ મારી જમણી આંખ ફરકે છે, તેથી શું માઠુ પરિણામ નીપજશે તે કાંઈ સમજાતુ નથી.

રાવણ--પ્રિયા ખોટા તર્ક કદી મનમાં લાવવા નહીં.

(સુલોચના દાસી સહ પ્રવેશ કરે છે)

સુલોચના--પ્રિય શ્વશુર, આજ સર્વે શુન્યકાર દીસે છે.

(એમ કહી રડે છે)

મન્દોદરી—બાપુ તુ શા કારણસર રડે છે?

સુલોચના—સાસુજી, તમારા પુત્રવિના મારૂં જીવવું વૃથા છે. પ્રથમ હું મરી ગઈ હોત તો આજ આ દુઃખ સાગરમાં ગોથાં ન ખાત. હે પતી! હવે શું કરૂં રે!!

મંદોદરી—બેટા, તારા રૂદનનું કારણ હું બરોબર સમજી નથી.

સુલોચના—માતા, તમારા પુત્ર યુદ્ધમાં ગયા હતા તે-

આંખમાં ઝળઝળીયાં ભરાઈ આવે છે)

મંદોદરી--વારૂં, તેનું શું થયું ?

સુલોચના--તે લક્ષમણના હાથથી આજે સ્વર્ગવાસ થયા છે. (વિલાપ કરે છે)

મંદોદરી—હાય હાય! હે પુત્ર તુજવિના આ દુખી માતાની દાઝ કોણ જાણશેરે!!

રાવણ--પ્રીયા તારા વિલાપનું કારણ હું સમજ્યો નથી.

મંદોદરી—પ્રાણનાથ તમારા મહા પ્રતાપી પુત્રનું લક્ષમણના હાથથી મૃત્યું—

(એમ અરધું બોલી વિલાપ કરે છે)

રાવણ--હે પુત્ર આ અભાગીયા રાવણને વૃધાવસ્તામાં રખડતો મુકી તું ક્યાં ગયોરે!! પુત્ર તું એક વખત યુદ્ધમાં ચઢી જય વર્તાવી પાછો આવેલો તે ઉપરાંત આ દુષ્ટ મનના રાવણે તને ફરી જવાને શું કામ આજ્ઞા કરી. મને ધીઃકાર હજો! (રૂદન કરે છે)

મંદોદરી--ઓ મારા પ્રાણપ્રિય પુત્ર ઇંદ્રજીત આ દુખી માતાની શી વલે થશેરે! ભાઈ તારૂં મૂખ ચંદ્રમાં સરખું પ્રકાસતું તે આજ અગ્નીમાં બળી જશે કે? ઓ પુત્રરે!! (રડેછે)

સૂમતી—બાઈ તમારો વિલાંપ જોઇ મારૂં હૃદય ફાટી જાય છે. માટે હવે ધીરજ રાખો તો ઠીક.

મંદોદરી—પૂત્ર ઈંદ્રજીત, તારા વિના મારી દાઝ કોણ જાણશે? અરેરે! પુત્ર વિયોગથી આ જગતમ કઈ પ્રકારે જીવું બાપરે!!

(સર્વે રૂદન કરે છે)

સુલોચના—(ગદગદીત કંઠે) સાસુજી, હવે રૂદન કરે કાંઇ સુત દેખનાર નથી. માટે મને આજ્ઞા આપોતો સારૂં.

મંદોદરી—બાપુ શાની જે ?

સુલોચના—માતા તમારા પુત્રનું શીર રામચંદ્ર પાસે છે, તે લઈ મારે ચીતામાં પ્રવેશ કરી સ્વર્ગ સુખ મેળવવું છે.

મંદોદરી—નાગપુત્રી તું મારી પાસે રહી કાળગમન કરજે. અને એ વાત મનથી વિસારેતો ઠીક.

સુલોચના—સાસુજી પતિ વિનાનું સર્વ સુખ વૃથાછે- જુઓ આ કાળમાં યુવા અવસ્થામાં વૈધવ્ય પ્રાપ્ત થાય અને તેમાં બીજુ સૂખ મળે એટલે હજાર પકારનું કલંક માથે આવે. માટે પોતાના પતિસહ બળી મરવું એ ઘણુ રૂડું છે.

મંદોદરી—બાપુ તને જા કેહેતાં મારી જીભ ઉપડતી નથી.

સુલોચના—તમારે કાંઈ ફીકર કરવી નહીં. રાજપૂત્રીનો એજ ધર્મ છે કે પોતાના પતીસહ બળીમરી અક્ષય સુખ મેળવવુ. તેમ ન કરતા કેટલીક દુષ્ટ અને વ્યભીચારી સ્ત્રીયો પતી મુવા પુંઠે સ્વચ્છંદ પણે દુરાચરણુ કરે છે તેમને ધીકાર હજો.

મંદોદરી—સુનયના આજ લગણુ તારા જેવી સાધ્વી સ્ત્રી આ જગતમાં કોઇ થઇ નથી, તેમ થનાર પણ નથીજ. કેમકે જીવતોતો હોય પણ વળી મુઆ પાછળ આવી પતી ભક્તી રાખી બળી મરવા તૈયાર થઇછે. વાહ! મને શોક સાથે ઘણોજ હર્ષ થાય છે.

સુલોચના સાસુજી, એ બીશે કાંઇ ખેદ કરવો નહીં

સાધ્વી નારીનું એજ લક્ષણ છે કે પોતાના પતિ શિવાય અન્ય પુરૂશ ભ્રાત તાત પ્રમાણે ગણી પતી પાછળ સતી થઇ સ્વર્ગ સૂખ મેળવવું તેમ ન કરતાં અન્ય પુરૂશની ઇચ્છા રાખનાર સ્રીયોને ધીકાર હજો.

સુમતી—સતી તમારાં વાક્ય સાંભળી મને ઘણોજ હર્ષ થાય છે.

મંદોદરી—બાપુ તારૂં કહેવું યથાર્થ છે. બેટા જાઓ જલદી શીશ લઈ આવો.

સુલોચના—માજી આજ્ઞા માગુછું.

મંદોદરી—સતી મારા પુત્રનું સીશ લઈ વેલાં પધારજો.

(સુલોચના જાય છે)

મંદોદરી—હે ઇશ્વર ! છતે દીકરે આ રાજ્ય કોઈ બીજાને હાથ જવા વખત આવી. હે પુત્ર તારાવીના મારી શી વલે થશેરે ! !

દાસી—બાઈ થવાકાળ હતું તે થઈ ગયું. હવે રાત પડવા આવી માટે શયન ગૃહમાં પધારો.

મંદોદરી—દાસી સુમતી, મારા પુત્રવીના આ સર્વ સ્થળ શુન્યજેવું દીસે છે.

(દાસી તથા મંદોદરી જાય છે.)

રાવણ—હે શંકર, તેં આ દુષ્ટ રાવણને ગર્વનું ફળ ઠીક આપ્યું છે. હાય હાય ! ઓ મારા પ્રિયપુત્ર મેઘનાદને ઇંદ્રાદી દેવલોકને જીત્યા, નેં આ એક અલ્પ શક્તિવાળા લક્ષ્મણના હાથે કેમ તું મરણ પામ્યો ?

(વિદુષક પ્રવેશ કરે છે)

વિદુષક—જય જય મહારાજ.

રાવણ—સેવક પુત્રવિના જીવવું વ્યર્થ છે.

**वासुदेवंजराकष्टं कष्टंनिर्धनजीवीते**
**पुत्रशोकंमहत्कष्टे कष्टात्कष्टक्षुधी**
**भवेत् ॥**

ઓ ઇંદ્રજીત આ દુખીયારા પીતાને વિયોગરૂપી શસ્ત્ર મારી તુ કયાં ગયોરે ? કહ્યું છે કે આ સંસારમાં ચાર કષ્ટ છે. તે એકે વૃધ્ધા વસ્થા, નિર્ધન જીવવુ, અને પુત્ર શોક એ ત્રણ કષ્ટ મોટાં છે તોપણુ એથી અધિક એક છે કે ગમે તેવો શોક હોય તથાપી ક્ષુધા કોઇને છોડતી નથી.

વિદૂષક— મહારાજ તમે અહંકારમાં સઘળુ ખોયુ

રાવણુ—સેવક, પ્રથમ હુંજ મરણુ પામ્યો હોત તો ઘણુ સારૂ થાત કે આ દુઃખ જોવુ ન પડત પરંતુ મારા કર્મનાં [illegible] તે બ્રહ્મ દેવથી પણ મિથ્યા થનાર છે ?

**स्वयं कर्म करोह्यात्या स्वयंतत्**
**फलमश्रुते ॥**

કહ્યુ છે કે પોતે જે કર્મ કરે છે તેનો ભુગત પણ પોતેજ થાય છે તે પ્રમાણે મારા ગર્વરૂપી કરેલાં કૃત્યનું અને યોગ્ય ફળ મળ્યુંછે હે પ્રિયપુત્ર ઇંદ્રજીત !!

(મુર્છા ખાય છે)

વિદૂષક--મહારાજ આપે પ્રથમ વિચાર કર્યો નહી. ને હવે આમ બેબાઈ શું કહાડો છો ! હોય થવા કાળને કોઈ ટાલ્યુ નથી આ સંસારમાં સૈ કોઇનો નાશ થનાર છે.

# अेक वृक्षा समारूढा
# नाना वर्णा विहंगमा
# प्रभाते दिक्षु दशस्मुः
# कातत्र परि वेदना ॥

કહ્યું છે કે આ સંસારરૂપી વૃક્ષ ઉપર પક્ષી સમાન સૌ કોઈ પુર્વે નારણા બીંદથી એકઠા થયેલા છે. તે જેમ સવારે પક્ષીઓ ઉડી જઈ પોત પોતાને કાંમે વળગે છે તેમ જેનું જેટલું માગતુ પુરૂ થયુ કે તરત તે મૃત્યુ પામે છે. માટે એ સમંધી ક્લેશ માત્ર પણ શોક કરશો નહીં.

રાવણ—હે પુત્ર તારા વિના આ સર્વ તૃણવતૂ દેખુ છુ રે?

**લલીત.**

પરમ હે પ્રિય પૂત્ર માહરા.
ગુણ હવે હું શું ગાઉ તાહરા.

સુરપતી તણી હાર તેં કરી, કટક કેળવા ખંત આદરી. ૧
પ્રથમ તેં જઈ જીતતો કરી, પતિત તાહરી તે પછી પડી.
પણ ન ધ્યાવીયો ઈંદ્રજીતતુ, નહી હવે બન્યો અંધ ભીત હું ર
મદદ આવશે કોણ આ ઘડી, તુજવિના મને આપદા પડી.
સપુત કાં નમેરો અતિ થયો, અરણવે મુકી સ્વર્ગમાં ગયો. ૩

# अंक चोथो.

# समाप्त.

# अंक पांचमो.

## प्रवेश पेहेलो.

સ્થળ

રામચંદ્રની છાવણી.

પાત્ર.

રામ, લક્ષ્મણ, હનમાન, અંગદ ઈત્યાદી.

રામ--(હર્ષથી) ભાઇ લક્ષમણુ તારા પરાક્રમનો પાર નથી.

લક્ષમણુ—પ્રભુ એ સૌ આપનોજ પ્રતાપ છે.

રામ—બન્ધુ, તારા હાથે દુષ્ટ ઈંદ્રજીતનો નાશ થયો એ ઘણુ રૂડું થયુ છે.

લક્ષમણુ—રઘુવીરની ઈચ્છાથી એનો નાશ થયો છે. અને તેથી સર્વ દેવતાઓનું દુઃખ ટળ્યું છે.

હનમાન—મહારાજ, લક્ષમણજીએ બહુ શુરપણાનુ કામ કર્યું છે.

લક્ષમણ—મારૂતી, રામચંદ્રજીની ઈચ્છાથી ને તમારી મદદથી થયુ છે. નહીંતો એ કૃત્ય થવુ ઘણુ અવઘડ હતું.

હનમાન—હજી દુષ્ટ રાવણુનો તો ગર્વ નહીં ઉતર્યો હોય. કેમકે નહીતો જાનકીનેલેઈ શરણ આવ્યા વિના રેત નહી.

રામ— સૌ પોતાનાં દુષ્ટ કર્મથી નાશ પામે છે.

લક્ષમણ—બન્ધુ ફરી યુદ્ધ કર્યા શિવાય એ દુષ્ટનો ગર્વ ઉતરનાર નથી.

રામ—હા એમજ થવુ જોઈશે.

( પડદામાં )

હે રામ દુખીયારીની અરજ સાંભળજો ?

રામ— ( વિસ્મય પામી ) લક્ષમણ આ શબ્દ ઘણોજ ગંભીર અને દયા ઉપજાવે એવો છે.

લક્ષમણ—મહારાજ એ કોણ હશે ?

રામ—બન્ધુ, ઈંદ્રજીતની પત્ની આવી હોય. એમ લાગે છે.

હનમાન—મહારાજ, જે હશે તે પ્રત્યક્ષ જણાશે.

(સુલોચના પ્રવેશ કરે છે.)

સુલોચના—પ્રભુ રામચંદ્રનો જય જયકાર થાઓ.

રામ—બાઈ તમે કોણ છો ?

સુલોચના—( રામચંદ્રને જોઈ મનમાં ) વાહ ! પ્રભુ રામચંદ્રના તેજમાં કાંઈ ખામી નથી. આવા પ્રતાપી પુરૂષ સાથે યુદ્ધ કરવા દુષ્ટ રાવણની કેમ મતિ બગડી હશે ? (ઉઘડ) પ્રભુ, હુ રાવણ સુતની પત્ની થાઉ છુ, ને મારૂ નામ સુલોચના છે.

રામ—તું શા કાર્યસર અહી આવી છે ?

સુલોચના—પ્રભુ આપ સર્વ વાતે જાણુ છો. આપનાથી શું અજાણ્યુ છે ?

ગરબીની ચાલથી. (ઓધવજી સન્દેશો)

પ્રીય પ્રભૂ કંઈ નથી અજાણ્યુ તમ થકી.
વાત હું માનું સાચી ગણીને મંનજો.
શીશ પતિનું લેવા આવી આ સ્થળે.
મેહેર કરી મુજ માનો સત્ય વચંનજો. પ્રીયપ્રભુ.
કૃપા કરી તમ અબળા વીનતી ચીત ધરી.
દાસી ગણી મુને અર્પો મુજ પતિ શીશજો.
પ્રભુ મારા બેઉ કરજોડી કરૂં વીનતી.
શંકા મનમાં આણો નવ કાંઈ લેશજો. પ્રીયપ્રભુ.

હે જગતકર્તા પ્રભુ રામચંદ્ર, આપનો પ્રતાપ મોટો છે. આ ગરીબ અબળાની વીનતી શ્રવણ કરી મારા પ્રિયપતિનું શીશ આપો કે હું તે સહ બળીમરી સ્વર્ગના અક્ષય સુખને પામુ.

રામ--સતી તારાં વાકય સાંભળી અત્યંત ખેદ થાયછે. વાહ ? શી પતિ ઉપર પ્રેમ ભક્તી. બાઈ તેં નાગકુળમાં ઉતપન્ન થઈ ઘણી કીર્તી વધારવાનું કામ કર્યું છે.

સુલોચના--મહારાજ પતિવૃતા નારીનું એજ લક્ષણ છે. એમાં કાંઇ નવાઈ નથી.

રામ—સુગ્રીવ. તંબુમાં જઈ ઈંદ્રજીતનું શીશ લાવી નાગપુત્રીને સ્વાધીન કર.

સુગ્રીવ--જેવી આગ્ના. ( જાય છે )

---

રામ—સતી, તુ સર્વે શોક તજી દઈ લંકાનુ રાજ્ય સુખ ભોગવ. હવે ગઈ વાતનો શોક કરીશમા.

સુલોચના—મહારાજ, પતિવીના સર્વે સુખ કાળ રૂપ દીસે છે.

( સુગ્રીવ શીશ લઈ પ્રવેશ કરે છે)

સુગ્રીવ--મહારાજ લાવ્યો છું. (દેખાડે છે)

રામ-- આ સુનયનાને હવાલે કર.

સુગ્રીવ—જેવી પ્રભુની આગ્ના. ( આપે છે )

સુલોચના—હે પ્રાણુનાથ આ દાશીની કાંઈ દયા ન આણતાં આપ સ્વર્ગવાશ ગયા ? હાયહાય પ્રિયપતિ પ્રભુ રામચંદ્રજીના હાથે તમારૂ મૃત્યુ થયુ તેથી તમારો તો ઓદ્ધાર થયો; પરન્તુ આ અભાગ્યણી શી રીતે દીવસ ગત કરશે ? હે પ્રાણુનાથ ? ? ( રૂદન કરે છે)

રામ— નાગપુત્રી, આમ કલહ કરવો યોગ્ય નહીં. તારી ઇચ્છા હોયતો હું ઇંદ્રજીતને જીવત કરૂ છું.

સુલોચના—મહારાજ એ વાત તદન મનથી દુર કરી દાસીને આજ્ઞા આપો.

સર્વસૈન્ય—પ્રભુ રઘુવીર અમને એક શંકા છે.

રામ—બોલો શી શંકા છે?

અંગદ—મહારાજ કદાપી આ ખરી સુલોચના નહી હોય તો મહા ઉત્પાત થશે. માટે એ વીશે સિદ્ધ થાય તો ઠીક.

લક્ષમણ—વારૂ શી રીતે ખાત્રી કરવી છે?

સુગ્રીવ—મહારાજ કદીજો આ ખરી સાધ્વી નારી સુલોચના હશે તો આ શીશને હસાવશે. નહીતો સર્વ તર્કટ છે એમ જાણવુ.

રામ—નાગપુત્રી સર્વના મનનો અન્દેશો દુર કરો.

સુલોચના—અરે મહારાજ મુવેલું માણુશ શી રીતે હાસ્ય કરે? પ્રાણનાથ આ વાત સાંભળીને મારા દુ:ખમાં વધારો થયો છે. પ્રિયપતિ જો હુ ખરી સાધ્વી હોઉ ને તમારા વિના અન્યપુરૂપની ઇચ્છા ન રાખી હોયતો આ અવશરે દાસીની દયા જાણી હાસ્ય કરો. (રૂદન કરે છે)

( ઇન્દ્રજીતનુ શીર સ્તબ્ધ બની જાય છે )

સર્વસૈન્ય—મહારાજ આ સર્વ તર્કટ છે નહીતો શીશ હસ્યા વિના રેત નહી.

સુલોચના— પ્રાણનાથ આ દુખીયારીને ભવસાગરમાં ડુબતી મુકી તમે સ્વર્ગવાસ ગયા, અને પ્રભુ રામચંદ્ર આગળ મારી ફજેતી કરાવી જારીણીનું કલંક લગાડોછો રે?

### લલીત.

નવ ધરી તમે પ્યારીની દયા, અતી કઠોર શુ હે પીયુ થયા;
પ્રથમ જાણુ જો આ દશા યશે. પતીત નાગણુ આપનીજ રે. ૧
સુંરપતી જીત્યા ધૈર્યથી તમે, ઉલટ અંગમાં હર્ષ બૌ મને.
સહુ દબી ગયો હર્ષ આ ઘડી, અરણવે હવે દુઃખને પડી. ૨
પતિવ્રતા હુંજો દ્રઢ મનથી, સહુ હરસે કપીએ કરો ક્તી.
સપત માહરા દીન વીનતી. મનમુકી કરો હાસ્ય નાથજી. ૩

(શીશ ખડ ખડ હસે છે.)

સર્વસૈન્યા—સતી, અમારો અપરાધ ક્ષમા કરજો. અમારી મોટી ભુલ થઇ કે તમને ઓળખ્યાં નહી.

રામ—નાગપુત્રી તને ધન્ય છે. અમારો દોષ ક્ષમા કરજે.

સુલોચના—મહારાજ આમ વદવુ યોગ્ય નથી. મારી પતિ ઉપર દ્રઢ વિશ્વાસથી ભક્તિ હતી તે આજ [illegible] અપરાધ ક્ષમા કરી.

( પાય લાગે છે )

સુલોચના—પ્રભુ રામચંદ્ર, આજ્ઞા માગુ છું.

રામ—સતી તારો પતિસહ સર્વગમાં વાસ થજો.

સુલોચના—મહારાજ આપે વરદાન આપ્યું એથી મોટો ઉપકાર માંનુ છુ. (જાય છે)

હનમાન—મહારાજ ઇંદ્રજીતનુ શીશ શા કારણથી હશ્યુ?

રામ—ભાઇયો, આ સુલોચના શેષ નાગની પુત્રી થાય અને લક્ષ્મણ તેનો અવતાર છે.

અંગદ—મહારાજ એ સઘળુ ખરૂ પણુ એમાં હશવાનું કાંઇ પ્રયોજન સમજાયુ નહી.

રામ--સુલોચનાએ વીલાપમાં એમ કહ્યું કે હુ તમારી મદદે મારા પીતાને બોલાવત તે સાંભળી ઇન્દ્રજીતના સીશને હશવું આવ્યું. ભવાર્થ કે તારા પીતાનાજ હાથે મારૂ મૃત્યુ થયુ તો તે મારી મદદ શુ કરનાર હતા ? બાઈઓ શીશ હશવાનું એજ કારણ છે બીજુ કાંઈ નથી.

( તે સાંભળી લક્ષમણને આંખમાં ઝળઝળીયાં ભરાઈ આવે છે. )

રામ—બંધુ લક્ષમણ આમ કરવાનુ કાંઇ કારણ નથી ઈશ્વરી ગતિથી જેમ થવાનું હોય છે તેમ થઈ જાય છે.

લક્ષમણ--પ્રભુ, આપનુ કેહુ માન્ય કરૂ છું.

હનમાન—માહારાજ, હવે પધારો. સર્વે ક્ષુધાથી પીડીત થયેલા છે.

સરવે જાય છે.

# प्रवेश पेहलो समाप्त.

---

# प्रवेश २ जो.

## સ્થળ

## રાવણનો દરબાર

### પાત્ર.

રાવણ ......... ઇન્દ્રજીતનો પીતા. લંકાનો રાજા
માલ્યવંત ......... તેનો પ્રધાન.
વિભીષણ ......... રાવણનો ભાઇ.

---

રાવણ—(ખેદથી) પ્રધાનજી, પુત્રવિના સર્વ સ્થળ શોકમય દેખાય છે. હે પુત્ર મેઘનાદ તારા વગર આ દુઃખી પીતાની ખબર કોણ લેશે? હરહર, શંકર આ દુઃખી ભક્તને સાહ્ય થઇ કષ્ટ કાપો. હે શંકર?

પ્રધાન—મહારાજ, જે ગુણવંત અને ધર્મવાન પુરૂષ કદી મૃત્યુ પાંમે છે તોપણ તેના ગુણરૂપી કીર્તિ સદાકાળ આ દુનીયામાં રહી જાય છે માટે પુત્ર શોકનું દુઃખ મનથી દુર કરો.

**सजीवाति गुणा यस्ये**
**यस्यधर्म सजीवाति ॥**
**गुणधर्म विहीनस्य**
**जीवितं निःष्त्रेया जन ॥**

માહારાજ આપના પુત્ર જીવતા છે એમ સમજવુ કેમકે તેમણે પોતના બળ વડે સર્વ દેવલોકને ત્રાસ પમાડયો એથી બીજો અધિક કયો ગુણ બાકી રહયો છે માટે શોક તજો.

(સુલોચના પ્રવેશ કરે છે)

સુલોચના—હે લંકાપતી આ દુખીયારીને પતિસહ ચીતામાં પ્રવેશ કરવાની રજા આપો.

રાવણ—( પુત્ર શીશ જોઇને ) પ્રિયપુત્ર મેઘનાદ. આ અભાગીયા પીતાને રખડતો મુકી કેમ સ્વર્ગે ગયોરે, હે પુત્ર આ દુષ્ટ રાવણે ગર્વમાં સૌ નાશ કર્યું, તથાપી પોતાની ઉન્મતાઈ ન છોડી તેના બદલામાં પોતાના હાથે પોતાના પુત્રનો નાશ કરાવ્યો. મને ધીટકાર હજો ?

વિભીષણ—વડીલ બન્ધુ આમ ઘેલાઈ શું કરો છો ? હોય થવાકાળ આગળ કોઈનુ ડાહાપણુ ચાલતું નથી. કેમકે " बुध्धी कर्मानु सारणे " જેવુ થવાનું હોય તેવી બુધ્ધી સુઝે છે. આપનો કાંઇ દોષ નથી.

પ્રધાન—મહારાજ, આપે પ્રથમ વિચાર કર્યો હોતતો આજ આટલો સંતાપ થાત નહીં.

સુલોચના—મહારાજ દહન વેળા વટી જાય છે માટે ત્વરાથી આજ્ઞા આપો તો ઠીક.

રાવણ—પુત્ર તુ કયાં ગયારે ! અરે ! તુજવીના આ રાજય સુખ ધુળ મળી ગયુ. હે શંકર, હવે શુ થશે !

ગુલ.

રે ! પુત્રવિના સૌ જગત વ્યર્થ મન જાણું<br>
આ રાજય સુખની આશ લેશ નવ આણુ<br>
તેં પાપી પીતાની દયા આણી નહીં મંને<br>
તુજવીના અગ્નીની ઝાળ લાગી મુજ તંને<br>
આ અભાગીયાયે ગર્વ કરી સૌ ખોયું.<br>
પ્રભુ રામચંદ્ર પર કરૂણાથી નવ જોયું.<br>
રે ? પાપી થયો તુજ બાપ. સ્વર્ગ ગયો આપ હવે શુ કરવું<br>
આ ભવસાગરમાં પુત્ર વિયોગે મરવુ ?<br>
" પ્રીય પુત્ર ગયો કૈલાશ અન્ય નહી આશ મેર નવ આણી.<br>
આ દુખી પીતાને પાસ તુજ લે તાંણી.

અરેરે ? પુત્ર વિનાનુ જીવવુ વૃથા છે. હે પીતા તે મને અભાગીયાને શું કરવા જન્મ આપ્યો ? હાય હાય પ્રીયપુત્ર ?

( રૂદન કરે છે )

વિભીષણ—ભાઈ તમે ધૈર્યવાન છતાં આમ કેમ હીંમત હારી જાઓ છો.

પ્રધાન—મહારાજ, આસતીને આજ્ઞા આપવી જોઇએ

સુલોચના—પ્રીયસ્વસુર ,આ અભાગ્યણીને ખોટી કરી પતિ વિયોગે કેમ બાળો છો ? અરેરે !

રાવણ—હે સુતપત્ની નાગ કન્યા, તુજ સમાન સાધ્વી આ જગમાં કોઇ થનાર નથી. જા, તુ તારા પતિશહ સ્વર્ગ લોકમાં વાસ કરજે.

સુલોચના –( પગે પડીને ) મહારાજ એ સર્વે આપની કૃપાથીજ ફળ પ્રાપ્ત થશે, મારે કાંઈ નથી.

રાવણ—પ્રધાનજી, દહન સ્થળે સૌ વાતનો બંદોબસ્ત કર્યો છે કે ?

પ્રધાન—રાજા ધિરાજ, આપની આજ્ઞા પ્રમાણે સઘળુ સાહીત્ય તૈયાર છે.

રાવણ—સતી તને જા કેતાં મારી જીભ ઉપડતી નથી.બાઈ આ લંકાનું રાજય ભોગવી તારો કાળગત કર. બાપલા, તુ નકામી કષ્ટ કયમ વેઠ છે ? હે ઈશ્વિર ? આ દુષ્ટ રાવણને કયાં અવળી બુધ્ધી સુઝી કે સર્વે કુળરૂપી દીપક સમાન પુત્ર ખોયો અને આ રાજ્ય કુળ દીપાવનારી પુત્ર પત્નીનો પણ નાશ થવા બેઠો છે ? હાયહાય ! હે પુત્ર ! !

( મુર્છા ખાય છે )

પ્રધાન—મહારાજ સાવધ થાઓ, સાવધ. આ અવસરે આમ રૂદન કરવું યોગ્ય નહીં.

રાવણ- –પ્રધાનજી. સર્વે સૈન્ય સહીત સતીને વિદાય કરો.

પ્રધાન–-જેવી આજ્ઞા.

સુલોચના— મહારાજ આજ્ઞા માગુ છું.

રાવણ—પ્રધાનજી, તમે સતીની સાથે જાઓ. હું નીત્ય નીમ પરવારીને આવુ છું.

(પ્રધાન તથા સુલોચના જાય છે.)

પડદો પડયો.

# प्रवेश २ जो. समाप्त.

# प्रवेश ३ जो.

સ્થળ મસાંણ.

પાત્ર.

સુલોચના, વિભીષણ. રાવણ, પ્રધાન, નગરજન ઈત્યાદી.

સુલોચના—(ચીતા પાછળ પરીક્રમણ કરીને) હે અગ્નીદેવ તારી સમક્ષ પતિના શીશ સહ બળી મરૂછું માટે તુ સહાય થઇ મને પતિસહ સ્વર્ગ સુખ આપજે.

રાવણ—હે સતી તારો સદા જય જય કાર થઈ ભર્તાર સહ સ્વર્ગમાં અક્ષય સુખ ભોગવજે.

પ્રધાન—સુનયના, અમારો અપરાધ ક્ષમા કરવો.

વિભીષણ—હે સતી તારી ભક્તી જોઇ મને ઘણોજ હર્ષ થાય છે.

સુલોચના—મહારાજ આપનું કલ્યાણ થજો અને આપને રાજયસુખ પ્રાપ્ત થજો.

નગરજન—સતી સુલોચના, અમારા સર્વને થએલો અપરાધ ક્ષમા કરજો. (એમ કહી સર્વે જાય છે)

સુલોચના—તમારૂ સર્વેનું કલ્યાણ થાઓ.

(ઈદ્રંજીતનુ શીર લઈ ચીતામાં પ્રવેશ કરે છે)

રાવણ—અરેરે! પુત્ર ઈન્દ્રજીત, તુજ વીના આ પીતાની શી ગતી થશે?

પ્રધાન—મહારાજ, આપ સર્વ શોક તજી ફરી લડ-

વાની તૈયારી કરો.

રાવણ—(ખેદથી)પ્રધાનજી, પુત્રવિના સર્વ ઠેકાણે અંધકાર દીસે છે. હે શંકર!

ચાલ લાવણીની.

મેઘનાદ વીણુ પ્રીય નથી આ જગમાં અન્ય મુને કાંઇ.
પ્રથમ ગર્વથી મેં ન વીચાર્યું ખેદ કરૂ હવે મનમાંહી.
જાણત જો સુત મરણુ થાત રણુ જાવા દેત નહી એને.
યુદ્ધ કરી મારી શત્રૂ વળી શાની કરત સૌ દુનીયાંને.
કરશે કાર્યકદી કો મારૂ એ સમ તૃપ્તી નહી થાશે.
પુત્રવીના આ રાજય સર્વ તે હસ્ત પરાએ નકી જાશે.
વિનાકાર્ય મેં આણી સીતાને રામસાથ અતી દ્વેશ, કર્યો.
સ્વ હસ્તે સાગરમાં ડુબ્યો પુત્ર સુખથી હું ન ઠર્યો.

પ્રધાનજી હવે નગરમાં ચાલો.

પ્રધાન—મહારાજ, હવે હીંમત હારવી નહીં.

રાવણ—પ્રધાન મારે તમારોજ આશરો છે.

પ્રધાન—રાજા ધીરાજ, હું આપનો શેવક છું.

રાવણ—પ્રધાન, પુત્રનું દુઃખ શી રીતે શમાવું.

(રૂદન કરે છે)

પ્રધાન—મહારાજ હવે નગરમાં પધારો.

(સર્વેજાય છે)

પડદોપડયો.

## પ્રવેશ ત્રીજો સમાપ્ત.

સુત્રધાર—(પ્રવેશ કરીને)પ્રીય સભાસદો આજે આ ખેલની તો સમાપ્તી થઇ, પરંતુ સારાંશ એજકે કોઈ માણુશે અતિશ્ય ગર્વ કરવો નહીં. કેમકે

अतिरूपेणवैसीता
अतिगर्वेणरावणः॥
अतिदानंबलिर्दत्वा
अतिसर्वत्रंवर्जयेत्॥

અતિશ્ય દાનરૂપી ગર્વ ધર્યાથી બલી રાજાનો પરમાત્માએ વામનરૂપ ધરીને ગર્વ ઉતાર્યો. તેમજ વળી અતીશ્ય રૂપવાળી સીતા હતી તેનું રાવણે હરણ કર્યું અને અન્તે પોતાના અહંકારમાં સહકુળ નાશ પામ્યો. માટે વીનતી કરવાની કે કોઇએ ધન, સંપતી અને સંતતી એમાથી કશી વાતનો ગર્વ લેશમાત્ર પણ ધરવો નહીં કેમકે અતિસ્યથી ઝટ નાશ પામે છે. વળી સુલોચના જેવી સતી અને સ્વપતિ પ્રેમ ભક્તીવાળી જે નારી થશે તે આ જગતમાં સુખીરહી અન્તે સ્વર્ગમાં જસે. (સુત્રધાર જાય છે.)

પડદો પડયો.

अंक पांचमो.

समाप्त,



# પુસ્તક કર્તાની પ્રાર્થના.

## રાગ ઝીંઝોટી તાલ દાદરાનો.

દશરથ સુત નામ ભજો ભાવ મંન આણી.
અલ્પ આ સંસાર સુખ વ્યર્થ સો જાણી. દશરથ ટેક
કામ ક્રોધ ગર્વતજી ધ્યાંન ઈશ ધરવું
વાન સત્ય ગણી રામનામ ન વીસરવું. દશરથ ૧
વિનતી ઝવેરદાસ કેરી સુણો એક ચિત્તે
નામ ધર્યું અવની એતે નાશ છે, ખચિત્તે દશરથ ૨

---

दिक्षीतोयनामक धनसुखरामात्मन
झवाहीरलले नेदं गुर्जरभाषायां श्री
सूलोचनानाम्नं नाटकाख्यानकृतं
मिदं समाप्तः ॥
आल्हादोभवीष्यन्तीविद्वजेनषु ॥



આ પદ બિભાસ તથા પ્રભાત રાગમાં પણ ગવાય છે.

# જાહેર ખબર

☞ આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીંમતે

મળશે.

મુંબઇ—મહારાજના બોઇવાડામાં શા. કેશવલાલ હરી વીડલદાસ.

સુરત—પ્રજામિત્રની ઓફીશમાંથી.

વડોદરા—રાવપુરામાં બુકસેલર ઠકર રણછોડલાલ આત્મારામ તથા ઘીકાંટામાં બુકસેલર માસ્તર હસસુખરામ લલુભાઇ પાસેથી, તથા બુક પુસ્તક કર્તા પાસેથી મળશે.

સંખેડા—દેશાઈ હીંમતભાઇ જમુભાઈ પાસેથી.

પેટલાદ—વેક્સીનેટર નાગર નરસીલાલ પ્રાણલાલ પાસેથી.

અમદાવાદ—અમદાવાદ સમાચાર ઓફીશમાંથી.

વીસનગર—મુનસફ કોરટના કારકુન જસદેવ ચતુરદેવ પાસેથી.

બાહાર દેશાવર વાળા સાહેબોને ટપાલ ખરચ જુદું પડશે.

